મારાં પોલૅંડવાસી મિત્રો

ડૉ. યુજેન બાનાસિન્સ્કી

તથા

શ્રીમતી ડીરા બાનાસિન્સ્કાને

અર્પણ

# નિવેદન

'ઇતિહાસ એ પ્રજાના પુરુષાર્થનું પરિણામ છે.'
—જીવનવિકાસ પા૦ ૩૬૧

૧૯૧૪-૧૮ના મહાયુદ્ધ પછી યુરોપની જે પ્રજાઓને રાષ્ટ્ર તરીકે સ્વતંત્ર જીવન જીવવાની તક મળી છે એમાં પોલૅંડે સૌથી વધારે સહન કર્યું છે. ઉજળો ઇતિહાસ અને ગરવું સાહિત્ય પોલૅંડને છે. ઇતિહાસની કોઈપણ વ્યક્તિનું ઘડતર સમજવા માટે તે દેશના ઇતિહાસ અને સંસ્કારિતાનો થોડો યે પરિચય જરૂરનો છે. અનેક મુશ્કેલીઓમાં યે પરાધીનતાનાં વર્ષોમાં રાષ્ટ્રીય અસ્મિતા જાળવી રાખવાના એ પ્રજાના પ્રયત્નોની રૂપરેખા ઐતિહાસિક ભૂમિકાના પૂર્વ પ્રકરણમાં આપી છે. બાકીના ભાગમાં જેના પ્રયત્ન અને પ્રેરણાથી આ સૈકામાં પોલૅંડવાસીઓનું સ્વપ્નું સાચું ઠર્યું એ પુરુષની જીવનકથા છે. પાનાં ઓછાં કરવા માટે ઇતિહાસની ભૂમિકા લખવામાં સાધનોનો પૂરતો ઉપયોગ થઈ શક્યો નથી.

અંગત સંબંધોનો જાહેરમાં સ્વીકાર કરતાં અચકાવું ન જોઇએ એમ હું માનું છું; અને તેથી જ પૂ. કાકાસાહેબે પરિચય લખી આપ્યો છે એ માટે, શ્રી. બચુભાઈ રાવતે પ્રકાશનની નાનીમોટી મુશ્કેલીઓ દૂર કરી આપવા માટે, શ્રી. ઉમાશંકર જોષીએ કાવ્યખંડોનો પદ્યાનુવાદ કરી આપવા માટે તથા પ્રબોધચન્દ્ર ભટ્ટે છેલ્લા પ્રકરણ માટે ફ્રેંચ સાહિત્યનો અનુવાદ કરી આપવા માટે એમનો આભાર માનવાની તક લઉં છું.

કુમાર કાર્યાલયે ચિત્રોના તથા નકશાના બ્લૉક વાપરવા આપ્યા છે તથા 'જન્મભૂમિ' (દીવાળી અંક ૧૯૯૨)માં પ્રકરણ ત્રીજું છપાએલું છે એ પણ નોંધવાનું છે.

હરિશ્ચન્દ્ર ભગવતીશંકર ભટ્ટ

ઉજ્જવંતી
ડિસેમ્બર ૧૯૩૬

# દુર્દૈવી દેશનો તારણહાર

યુરોપના દુર્દૈવી દેશોમાં પોલૅંડની ગણના થતી હતી. રાષ્ટ્રીય એકતા અને સ્વાધીનતા માટે ઝંખતું એ રાષ્ટ્ર લાંબા વખત સુધી એ બંને તત્ત્વોથી વંચિત રહ્યું. રશિયા, પ્રૂશિયા અને ઑસ્ટ્રિયા એ ત્રણ જબરદસ્ત અને શિકારી રાષ્ટ્રોના લોભનો ભોગ થઈ પડીને, પોલૅંડના ત્રણ કટકા થયા હતા. ગુલામીમાં લાંબા વખત સુધી રહેવાથી એના સમાજના પણ કટકા થયા હતા. અદૂરદર્શી સ્વાર્થી લોકો સ્વાતંત્ર્ય માટે લડવાનો ઉત્સાહ ધરાવતા નહોતા, અને જેઓ દેશનું ઉત્થાન ચાહતા હતા એમની વચ્ચે પણ અંદરઅંદર એકરાગ નહોતો. સારામાં સારા આગેવાનો પણ અણીને પ્રસંગે અંદરઅંદર લડી દેશની શક્તિ ખુવાર કરતા હતા.

આવી સ્થિતિમા, પોતાની માતા પાસેથી સ્વતંત્રતાની અમર પ્રેરણા મેળવી, સ્વદેશના સ્વાતંત્ર્યના આદર્શ સાથે બીજું કશું તત્ત્વ ભેળવ્યા વગર અખંડ સાધના કરી, પોતાની દેશભક્તિ, હિંમત, સાહસ અને અમૃત ચોઘડિયું વર્તવાની કુનેહ—આ બધા ગુણોનો ઉપયોગ કરીને યુરોપીય મહાયુદ્ધ દરમિયાન પોલૅંડને સ્વતંત્ર કરનાર પોલિશ વીર સેનાપતિ અને મુત્સદ્દી દેશભક્તનું આ જીવનચરિત્ર છે. માર્શલ પિલસુદસ્કી લશ્કરી મુત્સદ્દી હતો. પતિત રાષ્ટ્રને ચડાવવા માટે જે નિઃસ્પૃહતા, ઉદારતા અને અણીને પ્રસંગે કોઇની શરમ કે બીક રાખ્યા વગર બધી સત્તા હાથમાં લેવાની હિંમત જોઇએ, એ બધી વસ્તુઓ એનામાં હતી.

યુરોપની મોટી મારામારી ચાલતી જોઇ,કોઇ પણ મત્તાથી અંજાઇ ગયા વગર બધા બળોને એકબીજા સાથે રમાડી એણે અશક્ય વસ્તુ શક્ય કરી બતાવી પોતાના દેશને સ્વતન્ત્ર બનાવ્યો. એટલુ જ નહિ, પણ એથી યે અઘરૂં કામ એણે કર્યું,—પોતાના દેશને એક બનાવ્યો.

સશસ્ત્ર યુદ્ધમા માનનાર રાષ્ટ્રપુરુષની જીવનીમા અથવા એના રાષ્ટ્રની પ્રવૃત્તિમા અહિંસાને વરેલા લોકો માટે જાણવા જેવુ કે બોધ લેવા જેવુ કશુ નથી એમ કોઇ ન માને જે ગુણ શસ્ત્રયુદ્ધમા આવશ્યક છે એ જ ગુણ વધારે ઉત્કટ રૂપમા સત્યાગ્રહમા જોઇએ છે જે ઉદારતા અને ક્ષમા ત્યા જોઇએ છે એ જ અહીં પણ જોઇએ છે અને અખંડ જાગૃતિ, અદમ્ય પુરુષાર્થ તેમજ સતત આપભોગ વિના કોઇ પણ દેશને એની આઝાદી પાછી મળી નથી અને મળેલી ટકી નથી

સાહસને જ વિજયશ્રી માળા પહેરાવે છે એમ આપણા ઘર પૂર્વજોએ અનુભવથી કહી રાખ્યુ છે, અને અત્યન્ત ચચળ એવુ અદૃષ્ટ અથવા નસીબ પણ સાહસિક અને જાગરૂક માણસ તરફ પોતાનો પક્ષપાત બતાવવાને લલચાય છે એમ આ ચરિત્ર ઉપરથી આપણે સ્પષ્ટ જોઇ શકીએ છીએ. ખેડૂત અને ખલાસી બંને જાણે છે કે ક્શા આળસ કે તન્દ્રા વગર યોગ્ય મુહૂર્તનો જે લાભ ઉઠાવે છે તેના પાસા હમેશા સવળા જ પડે છે

અનેક રીતે આપણુ દુ ખ અને પોલૅંડનુ દુ ખ સમાન છે ઘણી બાબતમા આપણી સ્થિતિ જુદી પણ છે, અને તેથી જો આપણે આધળા ઉત્સાહમા આવ્યા વગર ધ્યાનપૂર્વક પોલૅંડના તારણહારનું આ ટૂંકુ જીવનચરિત્ર વાચીશુ તો એમાથી શુ લેવુ અને શુ ન લેવુ એ આપણે અચૂક તારવી શકીશુ ગુજરાતી

ભાષાના મહારથીઓ આવાં મહત્ત્વના પણ ખૂણાના વિષય તરફ ધ્યાન દે એમ લાગતું નથી એમ જોઇ, ભાઈ હરિશ્ચન્દ્ર ભટ્ટે ગુજરાતની આ સેવા કરી છે. આ લખતાં પહેલાં ઉપયોગમાં લીધેલાં પુસ્તકો તથા લેખોની સૂચિ તેઓએ છેડે આપી છે તે ઉપરથી એમની મહેનતનો આપણને ખ્યાલ આવશે. એ સૂચિ મેં ન જોઇ હોત તો હું માનત કે આ આખી ચોપડી કોઈ સરસ અંગ્રેજી ચોપડીનો અનુવાદ જ છે.

લેખકનો આ પહેલો પ્રયાસ છે તેથી, પોતાના વિષયના મહત્ત્વ અને એને અંગેના મસાલાની સમૃદ્ધિ તળે એ દબાઈ ગયા છે. છતાં મને તો એ આખી ચોપડી વાંચતાં ખૂબ આનંદ આવ્યો; ઘણું જાણવાનું મળ્યું; અને તેથી હું તો ભાઈ હરિશ્ચન્દ્રનો આભાર માનું છું. એમણે આ એક ચોપડીથી ન અટકતાં પોલૅંડ વિષે અને યુરોપની આજની દશા વિષે ઘણીઘણી ચોપડીઓ ગુજરાતી જનતાને આપવી જોઇએ. મને આશા છે કે ગુજરાતી વાચકો આવા સેવકોનો ઉત્સાહ વધારીને એમની પાસેથી કસીને કામ લેશે.

કાકા કાલેલકર

યુરોપની મોટી સાઠમારી ચાલતી જોઇ,કોઈ પણ સત્તાથી અંજાઇ ગયા વગર બધાં બળોને એકબીજા સાથે રમાડી એણે અશક્ય વસ્તુ શકય કરી બનાવી. પોતાના દેશને સ્વતંત્ર બનાવ્યો. એટલું જ નહિ, પણ એથી યે અઘરૂં કામ એણે કર્યું,—પોતાના દેશને એક બનાવ્યો.

સશસ્ત્ર યુદ્ધમાં માનનાર રાષ્ટ્રપુરુષની જીવનીમાં અથવા એના રાષ્ટ્રની પ્રવૃત્તિમાં અહિંસાને વરેલા લોકો માટે જાણવા જેવું કે બોધ લેવા જેવું કશું નથી એમ કોઇ ન માને. જે ગુણ શસ્ત્રયુદ્ધમા આવશ્યક છે એ જ ગુણ વધારે ઉત્કટ રૂપમા સત્યાગ્રહમાં જોઇએ છે. જે ઉદારતા અને ક્ષમા ત્યાં જોઇએ છે એ જ અહીં પણ જોઇએ છે. અને અખંડ જાગૃતિ, અદમ્ય પુરુષાર્થ તેમજ સતત આપભોગ વિના કોઇ પણ દેશને એની આઝાદી પાછી મળી નથી અને મળેલી ટકી નથી.

સાહસને જ વિજયશ્રી માળા પહેરાવે છે એમ આપણા શૂર પૂર્વજોએ અનુભવથી કહી રાખ્યું છે, અને અત્યંત ચંચળ એવુ અદષ્ટ અથવા નસીબ પણ સાહસિક અને જાગરૂક માણસ તરફ પોતાનો પક્ષપાત બતાવવાને લલચાય છે એમ આ ચરિત્ર ઉપરથી આપણે સ્પષ્ટ જોઇ શકીએ છીએ. ખેડૂત અને ખલાસી બંને જાણે છે કે કશાં આળસ કે તન્દ્રા વગર યોગ્ય મુહૂર્તનો જે લાભ ઉઠાવે છે તેના પાસા હમેશા સવળા જ પડે છે.

અનેક રીતે આપણુ દુઃખ અને પોલૅંડનું દુ:ખ સમાન છે. ઘણી બાબતમા આપણી સ્થિતિ જુદી પણ છે; અને તેથી જો આપણે આંધળા ઉત્સાહમાં આવ્યા વગર ધ્યાનપૂર્વક પોલૅંડના તારણહારનું આ ટૂંકું જીવનચરિત્ર વાચીશું તો એમાંથી શું લેવું અને શું ન લેવું એ આપણે અચૂક તારવી શકીશું. ગુજરાતી

# અનુક્રમ

## ચિત્રોનો ક્રમ

I and my country are one My name is Million, because I love millions and for millions suffer torment. I look on my unhappy land as the son upon his father broken on the wheel I feel the sufferings of the whole nation as the mother feels within her bosom the sufferings of her child I suffer, I madden and Thou, wise and happy, ever rulest, ever judgest, and they say Thou dost not err

'From "Fore-Fathers' Eve" by Mickiewicz

હું અને મારો દેશ એક જ છીએ હું અનેક છું, લાખોને હું ચાહું છું અને લાખોને માટે હું યાતના ભોગવું છું ઘવાએલા પિતા તરફ જોતા પુત્રની જેમ મારી આ દુખિયારી ભૂમિ પર નજર ફેરવું છું બાળકનું દુઃખ જોતા માતૃહૃદયની વેદનાની જેમ પ્રજાનું દુઃખ મારૂ અંતર બાળે છે હું એથી હું વ્યામોહ પામું છું અને પ્રભો! સર્વજ્ઞ અને સદાનંદ! તારૂ શાસન, તારો આદેશ અને નિયતી સનાતન છે, અને લોકો કહે છે કે તું ભૂલ કરતો નથી

મિટસ્કિએવિચ કૃત 'પિતૃપર્વ'માંથી

યુરોપનું રાજકારણ અને સંસ્કૃતિ સમજવા માટે અત્યાર સુધી આપણે મુખ્યત્વે કરીને 'રોમાન્સ' અને 'જર્માનિક' ભાષાઓ બોલતી અને ગ્રીક અને રોમન સંસ્કૃતિસેવી પ્રજાઓને જ કેન્દ્ર બનાવેલું છે. પરંતુ યુરોપની જે પ્રજાઓ ભૌગોલિક દૃષ્ટિએ એશિયાની નજીક છે અને[1] ઇતિહાસના ઉષઃકાળમાં સાથે વસેલી અને એક ભાષા બોલતી આર્ય પ્રજાની ભાષા (Indo-European-languages)નું તત્ત્વ હજી યે

---

૧ આર્યોના એક નિવાસનું મૂળ સ્થાન (Cradle) ચોક્કસ થયું નથી. એ વિષે Anthropological Philological, તથા Geogrophical દૃષ્ટિએ વિરોધી મન્તવ્યો છે. પર્યટન (Migration) વિષે પણ ચોક્કસ પુરાવા નથી. ભાષાશાસ્ત્રથી જ છેવટનો નિર્ણય થઈ શકતો હોય તો —(જેના સમર્થનમાં બીજા પુરાવાઓ છે–અને નથી)—સ્લાવ ભાષા બોલતા સમૂહે અને સંસ્કૃત ભાષા બોલતા સમૂહે મૂળ નિવાસસ્થાનમાંથી સૌથી છેલ્લું પ્રસ્થાન કર્યું એવું મન્તવ્ય ફોન ઇહેરિંગ (The Evolution of the Aryan 1897) તથા મૅક્સમૂલર (History of Ancient Sanskrit Lit. 1851–Pub.Allahabad 1912) ઉપરથી રજુ કરી શકીએ. આ વિષયની સવિસ્તર માહિતી History of Civilization Series (Routledge, London) માંના The Aryans: A study of Indo-European Origins, by Childe, Race & History, by Pittard; Language. A Linguistic Introduction to History, by Vendryes. Geographical Introduction to History, by Febrve અને Wanderings of the People, by Haddon (Cambridge Unv. Press) એ તથા એ પુસ્તકોની ગ્રંથસૂચિમાં સવિસ્તર મળી રહેશે.

સાચવી રહી છે, જે પ્રજાઓ આર્યસંસ્કૃતિના ક્ષિતિજ પર અવગેહ સમી છે[૨] તે સ્લાવ તથા ફીનો-યુગ્રિયન ભાષા બોલતી પ્રજાની સંસ્કૃતિ તરફ પૂરતુ લક્ષ આપ્યુ નથી. ઇતિહાસના વર્ષોના બાઇઝેન્ટાઇન સંસ્કૃતિના સમાગમની અસર સ્લાવ ભાષ બોલતી પ્રજા હજી યે સાચવી રહી છે. એશિયાવાસી માટે યુરોપમા માનભેર પ્રવેશ કરવાનુ સ્થાન સ્લાવ હૃદય છે

સ્લાવ પ્રજાઓમા ઝેકોસ્લોવાકિયા તથા પોલૅંડ, બાઇઝેન્ટિયમની અસર હેઠળ આવ્યા નથી એનુ કારણ જુદુ જ છે. યુરોપમા ક્રિશ્ચિયન ધર્મ બે રીતે—રોમન ચર્ચ અને ગ્રીક ચર્ચની અનુજ્ઞા હેઠળ આવ્યો ધર્મનો સ્વીકાર બે રીતે થવાથી યુરોપના રાજકારણમા ધાર્મિક વિરોધોએ મોટો ભાગ ભજવ્યો છે રોમન ચર્ચની અનુજ્ઞામા રહેલી પ્રજા ઉપર રોમન સંસ્કૃતિએ અસર કરી છે જ્યારે (ઑર્થોડૉક્ષ) ગ્રીક ચર્ચની અનુજ્ઞા સ્વીકારતી પ્રજા બાઇઝેન્ટાઇન સંસ્કૃતિની અસર નીચે છે ઝેકોસ્લોવાકિયા તથા પોલૅંડ

૨ ગૃહ્યસૂત્રોમાં કૌટુંબિક જીવન સાથે સબંધ ધરાવતા રીતરિવાજો છે એ સૂત્રો ભારતને બહુ દૂર વસેલી સ્લાવ અને ફીનો યુગ્રિયન ભાષા બોલતી પ્રજાની સંસ્કૃતિ સાથે ઘણા મળતા આવતા રીતરિવાજોથી ભરેલ છે વેદ પછીના સમયમા એ સૂત્રોનો સંગ્રહ થયો જેમાંના કેટલાક તો બહુ પ્રાચીન પણ નથી એ બધાં દૂરના અને વર્ષો પહેલાંના ભૂતકાળની યાદ આપે છે, અને ઈન્ડો યુરોપિયન સંસ્કૃતિની એકતા પુરવાર કરતા બીજા પુરાવાઓમાં ક્રમેક્રમે કરીને બતાવે છે કે હિંદવાસીઓનું મૂળ નિવાસસ્થાન હમણાંની એમની વસાહતની જગ્યાથી ઘણે દૂર હતુ " P 243 244 Literature by H. De Willman Grabowska in "Ancient India and Indian Civilization", in History of Civilization Series)

નવમા અને દશમા સૈકાથી ક્રિશ્ચિયન ધર્મનો રોમન ચર્ચની અનુજ્ઞા હેઠળ સ્વીકાર કર્યો. એ પ્રજાઓના જીવન પર રોમન સંસ્કૃતિએ છાપ મૂકી છે. ઘણીખરી સ્લાવ ભાષા બોલતી પ્રજાઓની લિપિ સિરિલીક (ગ્રીક) લિપિ ઉપરથી ઘડાએલી છે, જ્યારે ઝેકોસ્લોવાકિયા અને પોલૅંડની લિપિ રોમન લિપિ ઉપર ઘડાએલી છે.

સ્લાવ ભાષા બોલતી પ્રજાઓમાં–સોવિયેટ રશિયા અને જર્મનીની મહત્ત્વાકાંક્ષાઓ વચ્ચે રહેલાં પોલૅંડનું સ્થાન અત્યારના યુરોપમાં રાજકીય દૃષ્ટિએ અગત્યનું છે, અને તેથી એના ઇતિહાસસંસ્કારનો અભ્યાસ થવો જરૂરનો છે એ બાજુએ મૂકીએ તો પણ સોથી યે વધારે વર્ષો સુધી પરચક્રમાં રહી સ્વાધીનતા મેળવવા માટે ત્રણ વખત સશસ્ત્ર પ્રયત્નો કરી હારી જતાં વધારે સખત અંકુશમાં જકડાયા છતાં રાષ્ટ્રીય અસ્મિતા જાળવી રહેલા પોલૅંડને, એની સંસ્કૃતિ તથા સાહિત્યને જાણવાની જરૂર છે, આપણે માટે ભારે પ્રેરણારૂપ થઈ પડે એવું છે.

મધ્યકાલીન યુરોપમાં પૂર્વમા ખીવ અને સ્મોલેન્સ્ક (Smolensk) સુધી પોલૅંડની સત્તા હતી. રૂમાનિયા તથા બેસારેબિયા (Bessarabia)ના રાજ્યો એનું આધિપત્ય સ્વીકારતાં હતા. તાર્તાર અને તુર્કીના આક્રમણો સામે યુરોપ અને ક્રિશ્ચિયન ધર્મના રક્ષણમાં પોલૅંડનો કીમતી ફાળો છે. યુરોપનાં બળવાન રાષ્ટ્રોમા પોલૅંડની ગણના થતી હતી એ વખતના ઐતિહાસિક પોલૅંડનો ⅔ ભાગ હમણાંના પોલૅંડનો છે. રશિયા સિવાય ક્ષેત્રફળની ગણત્રીએ યુરોપનાં રાજ્યોમા પોલૅંડને પાંચમું સ્થાન છે. પોલૅંડની[૩]

૩ પોલૅંડનું જન્મપ્રમાણ (Birth Rate) ફક્ત જાપાનથી જ ઊતરતું છે. દુનિયાભરમાં જાપાનનું જન્મપ્રમાણ વધારેમાં વધારે છે.

વસ્તી (૧૯૩૫) ત્રણ કરોડ ઉપરની છે. એના પડોશીઓમાં સોવિયેટ રશિયા, જર્મની, ઝેકોસ્લોવાકિયા, રૂમાનિયા, લિથુઆનિયા, લેટિવીયા તથા ડાન્ઝીગનું આંતરરાષ્ટ્રીય બારૂં છે. દક્ષિણમાં કાર્પેથિયન પર્વતોથી પોલૅંડ હમેશાં સુરક્ષિત રહ્યું છે. ઉત્તરમા દરિયાકિનારા પરની નાનીસરખી પટ્ટી પોલૅંડને મળેલી છે જેમા આંતરરાષ્ટ્રીય હકુમત નીચેનુ ડાન્ઝીગ આવતુ નથી. જમીનની આ પટ્ટી "પોલીશ કૉરિડોર" (Polish Pomerania)ને નામે અર્વાચીન જગતનુ ધ્યાન ખેંચી રહી છે. એથી યે મોટો દરિયાકિનારો ઐતિહાસિક પોલૅંડને હતો. વધારે પ્રદેશ પર સત્તા ધરાવનાર રાજ્ય વધારે પ્રતાપી ગણાતું આવ્યુ છે એથી કરીને પડોશના રાજ્યોથી છુટી પડતી કુદરતી સીમાઓથી રક્ષાએલું નહિ હોવાને કારણે જર્મની અને રશિયા સાથે પોતાનું અસ્તિત્વ જાળવી રાખવા માટે ભાગે પોલૅંડને લડવું પડયું છે.

બીજા દેશોની જેમ પોલૅંડનો ઇતિહાસ પણ દંતકથાઓથી શરૂ થાય છે. આ ટૂંકી સમાલોચનામાં તેરમા સૈકા સુધીનો ઇતિહાસ લીધો નથી. તેરમા સૈકાથી ૧૭૬૪ સુધીના વર્ષોમા ઐતિહાસિક પરિવર્તનો (Historical Movements) તરફ લક્ષ આપ્યુ છે. ઇતિહાસ અને રાજકારણના અભ્યાસી માટે એ પછીનાં વર્ષો અગત્યના છે. એ વર્ષોમાં પોલૅંડ પરાધીન થયુ. એ વર્ષોમા એના પડોશી સામ્રાજ્યોને હાથે પોલૅંડની ત્રણ વખત વહેંચણી થઇ. ત્રણ વખત સશસ્ત્ર ઉત્થાનના નિષ્ફળ પ્રયત્નો અને પરાધીનતામા યે જાળવી રાખેલી રાષ્ટ્રભાવનાની કીર્તિકથા જગતના ઇતિહાસમા પોલૅંડને ગૌરવભર્યું સ્થાન આપે છે.

૧૩ મી સદીમાં એશિયામાંથી પશ્ચિમ તરફ તાર્તાર આક્રમણો શરૂ થયા હતા. ચંગીસખાને રશિયાના રાજ્યોને હરાવ્યા

હતા; અને એ પછી એના સૈનિકોએ બાટુખાનની સરદારી નીચે યુરોપમાં આક્રમણ શરૂ કર્યું. ૧૨૪૧માં તાર્તારોએ પોલૅંડ-માં દાખલ થઇ ક્રેકોવને બાળ્યું અને બાજુનો પ્રદેશ ઉજ્જડ કર્યો. લિગ્નિશીઆના યુદ્ધમાં પોલૅંડના હેન્રીએ (Henry the Pious) તાર્તારોને હરાવ્યા. એ પરાજયથી તાર્તારો યુરોપમાં આગળ વધતા અટક્યા અને જંઘીસખાનના મૃત્યુના સમાચારે તાર્તાર લશ્કર એશિયામાં પાછું ફર્યું. આ વર્ષોમાં પોલૅંડની પશ્ચિમ સરહદ પરની જર્મોનિક પ્રજા પૂર્વ તરફ આક્રમણ કરતી હતી. બસો વર્ષ સુધી બાલ્ટિકના ઇશાન ખૂણા પર આવેલા પ્રુશિયાના વિધર્મી (Pagan) અસલ વતનીઓને ક્રિશ્ચિયન ધર્મમાં લાવવા પોલૅંડે મહેનત કરી હતી. આ વિધર્મીઓ તરફથી પોલૅંડને સહન કરવું પડતું. એમનાં આક્રમણો અટકાવવા તથા એમના ધર્મપરિવર્તન માટે માસોવિયાના પ્રિન્સ કોનરાડે ક્રૂઝેડ વખતે સ્થપાએલા ટ્યૂટોનિક નાઇટ્સ ઑફ ધ ક્રૉસને નોતર્યા (૧૨૨૬). એના બદલામાં જમીનનો થોડો ભાગ આ જર્મન વીરોને એણે થોડાં વર્ષો માટે આપ્યો. એમણે તલવાર અને અગ્નિથી ધર્મપરિવર્તન કર્યું. પરંતુ જીતેલા પ્રદેશ-માંથી આ જર્મન વિજેતાઓ પાછા ફર્યા નહિ અને બાલ્ટિકના પૂર્વ કિનારા પર ફિનલૅંડના અખાત સુધી સત્તા જમાવી. જમીન આપવાની પ્રિન્સ કોનરાડની આ ભૂલથી પોલૅંડને ઘણું સહન કરવું પડ્યું છે. પોલીશ અને ઝેક રાજાઓની લડાઇનો લાભ લઇને જર્મનોએ ડાન્ઝીગ લીધું. બાલ્ટિક પરનો પોતાનો દરિયા કાંઠો ફરી મેળવવા માટે બસો વર્ષ સુધી પોલૅંડને લડવું પડ્યું. ૧૪૧૦માં ટાનેનબર્ગના યુદ્ધમાં જર્મન નાઇટ્સ ઑફ ધ ક્રૉસનો પરાજય થયા પછી ઇતિહાસમાંથી આ સંસ્થા જતી

રહી. નાઇટ્સ ઑફ ધ ક્રૉસ ઇતિહાસમા નામના રહ્યા, પણ એમણે ઉભુ કરેલુ 'ડચી ઓફ પ્રુશિયા' પોલૅંડનુ શક્તિ રાજ્ય મટીને ઇતિહાસમા પોલૅંડના શત્રુ તરીકે રહ્યું પોલૅંડનો એક માત્ર દરિયા કાંઠો અને અર્વાચીન જગતમા ધ્યાન ખેંચતો "પોલીશ કૉરિડૉર"* (Polish Pomerania) સમજવા માટે આ પ્રદેશનો ઇતિહાસ જાણવો જરૂરનો છે. ૧૧૨૬મા ટ્યુટોનિક નાઇટના હાથમા એ પ્રદેશ ગયો એ પછી બાલ્ટિકના કિનારાનો પોલૅંડનો હક કોઇએ નકાર્યો નથી. બસો વર્ષ સુધી લડીને પોલૅંડે એ પ્રદેશ પાછો મેળવ્યો ત્યારથી અઢારમી સદીની આખરે યુરોપના નકશા ઉપરથી પોલૅંડ નાબૂદ થયુ ત્યાસુધી બાલ્ટિકના કિનારા પરનો પ્રદેશ પોલૅંડના તાબામા હતો પૂર્વ પ્રુશિયાનુ જર્મન સસ્થાન અખડ જર્મન શહેનશાહતનો સુસબદ્ધ ભાગ હતો નહિ અને પૂર્વ પ્રુશિયા અને જર્મનીને જે કઇ સબધ હતો તે જમીન માર્ગનો નહિ પણ દરિયાને રસ્તે હતો વર્સેલ્સના કરારોમા (૧૯૧૮) પોલૅંડને બાલ્ટિકનો દરિયાકાઠો આપવો જોઇએ એ સિદ્ધાતનો સ્વીકાર કરવામા યુરોપે પોલૅંડને દીર્ઘસૂત્રી (Tardy) ન્યાય આપેલો છે જર્મન રાજકારણમા એ પ્રદેશ માટે જે ચળવળ થઈ રહી છે તેથી ઐતિહાસિક સત્ય ખોટુ ઠરવાનુ નથી એમ પોલૅંડવાસીઓ માને છે

તાર્તાર આક્રમણોથી પ્રજાની શક્તિ ઓછી થ ઈ હતી એટલે પશ્ચિમમાથી જર્મન આક્રમણો સામે રક્ષણ કરવા તેરમી સદીમા

* "Polish Corridor"—The Facts. By Augur (V Poliakoff) 1933

ત્રીજા કાસિમિરે (૧૩૩૦–૧૩૭૦) સરહદ ઉપરનો થોડો ભાગ ઝેક અને જર્મન પડોશીઓને આપી એમની સાથે આક્રમણો અટકાવવા સંધિ કરી. ત્રીજા કાસિમિરે પશ્ચિમના આક્રમણ અટકાવી પોતાની સત્તા પૂર્વની સરહદ પર વધારી. પોલૅંડની સૌથી જૂની વિદ્યાપીઠની ૧૩૬૪માં એણે ક્રેકોવમાં સ્થાપના કરી. કાસિમિરના પહેલાં રાજવહીવટના કાયદા વ્યવસ્થિત નહોતા. પ્રચલિત લોકાચાર અને રૂઢીઓને કાસિમિરે એકત્ર કરાવી કારોબારમાં વ્યવસ્થા આણી તથા મધ્યકાલીન સામંત સંસ્થા (Feudal System)માં ખેડૂતોને રાહત મળે એવા પ્રયત્નો કર્યા. દેશનું ચલણ અને નાણાંખાતું મજબૂત કરી જર્મન તથા યાહૂદી વેપારીઓને દેશમાં વસવાટ કરવા અને વાણિજ્ય વધારવા નોતર્યા. એના આ પ્રયત્નોથી પોલૅંડના ઇતિહાસમાં એ મહાન કાસિમિરને નામે ઓળખાયો.

એ પછી બસો વર્ષ સુધી પોલૅંડમા યાગેલોન (Jagellon) વંશ સત્તા પર હતો. એ વર્ષોમાં પૂર્વ યુરોપના સંસ્કારી જીવનનું કેન્દ્ર પોલૅંડ હતું. કાસિમિરના મૃત્યુ પછી હંગેરિનો લુઇસ (૧૩૭૧–૧૩૮૨) પોલૅંડની ગાદી પર આવ્યો. એની પુત્રિ યાડવિગાએ લિથુઆનિયામાં ક્રિશ્ચિયન ધર્મ ફેલાવવા માટે જર્મન રાજવંશ સાથેનો સંબંધ તોડી લિથુઆનીઆના વિધર્મી (Pagan) ડ્યૂક સાથે લગ્ન કર્યું. આમ પશ્ચિમ યુરોપની સામે પોલૅંડે પૂર્વમાં એકતા સાધી. લિથુઆનિયાના જોડાણથી બળવાન થએલા પોલૅંડે ગ્રુનવાલ્ડના અને ટાનેનબર્ગના (૧૪૧૦) યુદ્ધમાં જર્મન નાઇટ્સ ઑફ ધ ક્રૉસને હરાવ્યા. ૧૪૬૬મા એમને ટોરુનની સંધિ કરવાની ફરજ પડી જેમા પોલૅંડને બાલ્ટિકનો કિનારો પાછો મળ્યો.

પંદરમી સદીના યુરોપમાં સામંત સંસ્થા નબળી થતી હતી. રાજકર્તાને કારોબારમાં તથા આક્રમણો સામે મદદ કરવાના તથા સાર્વભૌમ સત્તાના સ્વીકારના બદલામાં સામંતોને અમુક હક્કો મળતા હતા. એવા સમૂહતંત્રમાંથી પ્રજાના મોટા વર્ગના હાથમાં સત્તા જતી હતી. વિદેશી આક્રમણો સામે લશ્કરી મદદના બદલામાં પાગેલોન રાજાઓને રાજના નાણાંના વહીવટમાં તથા જાગીરો જપ્ત ન થાય એવી સમજૂતી આ સામંતો સાથે કરવી પડી. કરો નાખવા માટે ભદ્ર લોકો (Gentry)ની સભાઓથી લોકશાસનની પદ્ધતિની શરૂઆત પોલૅંડમાં થઈ. રાજની કારોબારી સત્તા રાજાના સાર્વભૌમત્વ નીચે લોક પ્રતિનિધિત્વવાળી પાર્લામેન્ટમાં કેન્દ્રિત થાય એ માટે ભદ્ર લોકોની અને ધર્મગુરુઓની સત્તા પર અંકુશ મૂકાવાની જરૂર હતી.

એ જમાનામાં કોપર્નિકસની (૧૪૭૩–૧૫૪૩) ખગોળની શોધને લીધે સંસ્કૃતિ અને સાહિત્યનું કેન્દ્ર ક્રેકોવ હતું. યુરોપની નવજાગૃતિનો લાભ લઇ ચોથા કાસિમિરે (૧૪૪૭–૧૪૯૨) ધર્મગુરુઓ નીમવાની પોપની સત્તા લઇ લીધી, પરંતુ સામંત તંત્ર સામે એનાથી કશું થઇ શક્યુ નહિ. અમીરવર્ગે એને ગાદી પરથી ઉઠાડી મૂકવાની ધમકી આપી, સામંત તંત્ર (Feudal Lords)માંથી પોલૅંડનો રાજા ચૂંટી કાઢવાનો હક્ક મેળવ્યો. એક અથવા બીજા સમૂહને મદદ કરી પોલૅંડની સાર્વભૌમ સત્તા ઉપર અંકુશ રાખવા એના પડોશી રાજ્યોને સારામા સારી તક મળી. પોલૅંડની પાર્લામેન્ટના બંધારણની ખામીનું બીજુ દર્શન "ફ્રી વેટો"–Free veto–નું છે. આ હક્કથી ધારાસભાનો ગમે તે એક સભ્ય કોઈ પણ પ્રકરણની વિરુદ્ધ મત આપતાં તે પડતું મૂકવું પડતો મૂકવો પડે. એટલે દેશહિત માટે

કોઇ પણ ઠરાવ સર્વાનુમતે પસાર થતો હોય ત્યાં એકાદ વિઘ્ન-સંતોષી કે સ્વાર્થદષ્ટિવાળો સભ્ય પોતાનું ધાર્યું કરી શકે. આથી જ દેશને એકત્ર કરે એવા, નવી વિચારસરણીને અનુરૂપ કાયદા થઇ શક્યા નહિ.

યુરોપમાં "રીનેસાન્સ" (Renaissance)ના જમાના-માં રશિયા, પ્રુશિયા અને ઑસ્ટ્રિયા વધારે બળવાન થતાં હતાં. ઇસ્લામના ઝંડા નીચે ટર્કી યુરોપમાં આક્રમણ કરતું હતું. અઢારમી સદીમાં જીવનમાં સ્વાતંત્ર્યની ભાવના રેડવામાં ફ્રાન્સના વિચારકો (એન્સાઇક્લોપિડિસ્ટ)ના જેવો જ ફાળો યુરોપના સાંસ્કારિક પુનર્જીવનમાં—સાહિત્ય અને કલાને પ્રજાજીવનમાં નજીક લાવવામાં ઇટાલિનો છે. પોલૅંડના રાજાઓ ઇટાલિમાં લગ્નસંબંધથી જોડાએલા હતા. એટલે કલાના નમૂનાઓ ઉપરાંત, એમની પહેરામણી પાછળ, લેખકો, કવિઓ અને કલાકારો પણ આવ્યા હતા. યુરોપભરના જ્ઞાનપિપાસુઓથી ક્રેકોવ ઉભરાતું હતું. એ વખતથી જ પ્રજાજીવનમાં લેટિનને બદલે સ્વભાષાએ સ્થાન લીધું. પોલૅંડના સાહિત્યના એ સુવર્ણયુગમાં "કવિઓમાં રાજકુમાર" સમા કોહાનોવસ્કીએ (૧૫૩૦-૧૫૮૪)પૅરિસથી[૫] સ્વભાષામાં કાવ્ય લખી મોકલ્યું, ત્યારે એના મિત્રો ઘણા ઉત્સાહમાં આવી ગયા. એમાંના કોઇએ લખ્યું:

"જ્ઞાનની કીમત એણે જાણી છે, એના કાવ્યને સ્વાશોનિક કાવ્ય દેવીને ચરણે ધરૂં છું."

અમીરોના આંતરકલહથી રાજકારણી દષ્ટિએ પોલૅંડ નબળું

૫ Language & Polish Nationalism. Slavonic Rev July 1934. A. P. Koleman.

પડયું હતું ધાર્મિક અસહિષ્ણુતાએ તીવ્ર રૂપ લીધું હતું અને ઘણી જગાએ પ્રોટેસ્ટન્ટ પંથના અનુયાયીઓ સામે ધમખાણો થયાં સામન્ત સમૂહમાંથી નીમાએલા રાજાઓ રાષ્ટ્રની એકતા કરતાં અંગત સ્વાર્થ માટે પડોશના મોટા રાજ્યોની કૃપા લેતા હતા સીગીસમંડ ત્રીજાને (૧૫૮૭-૧૬૩૨) રાષ્ટ્રહિત વિરુદ્ધ વિદેશી રાજ્યો સાથે સંધિ કરવા માટે પાર્લામેન્ટ સમક્ષ જવાબ આપવા ઊભો કરવામાં આવ્યો હતો એની સામે અમીરોએ બળવો જગાડ્યો હતો એ નબળાઈ તુર્કી અને તાતાર આક્રમણો સામે અને જર્મન રાજ્યો સાથે પોલૅન્ડને લડવું પડયું છે ક્રુઝેડના જમાનાને યાદ આપે એવી સેવા જોન સોબિએસ્કીએ ટર્કીના આક્રમણ સામે વિયેનાના પરિત્રાણમાં (૧૬૮૩માં) કરેલી છે ટર્કીના એ પરાજયથી યુરોપમાં ઇસ્લામનો ફેલાવો થતો અટક્યો.

અઢારમી સદીમાં પોલૅન્ડની ગાદી ઉપર આવતા રાજાઓની ચૂંટણીમાં પડોશના રાજ્યોની કુટિલ નીતિ જોવામાં આવે છે રશિયા, પ્રુશિયા અને ઑસ્ટ્રિયા પોતાની સત્તા વધારવાના પ્રયત્નમાં પોલૅન્ડના રાજકારણમાં હાથ નાખવાના બહાના શોધે છે 'ફ્રી વેટો'ના સિદ્ધાંતથી ઉમરાવોએ દેશમાં અરાજક તંત્ર ચાલે છે કેળવણીમાં "રેનેસાન્સ"નો માનવતાનો આદર્શ (Humanism) જૂના જડતા ધર્મ અને રાજકારણમાં આધાધૂંધી પ્રવર્તે છે દેશનું હિત ચાહનારા શાણા માણસો ચેતી ગયા હતા કે આવી પરિસ્થિતિ લાંબો વખત ચાલે એ ઠીક નથી કેળવણીમાં સુધારા દાખલ કરનાર કોનાર્સ્કીએ 'ફ્રી વેટો'માં દેશનો નાશ જોયો એની સાથે રહી બીશપ ઝાલુસ્કી, પોલૅન્ડને રાષ્ટ્રગીત આપનાર વાઇબિકી તથા બીજા નાગરીકોએ ૧૭૬૪માં નવા રાજા (સ્ટેનીસ્લાસ ઑગસ્ટસ પોનિયાટોવ્સ્કી)ની ચૂંટણી

વખતે પાર્લામેન્ટમાં દેશહિતવાદીઓની બહુમતી મેળવી. એમના પ્રયત્નથી બંધારણમાં તથા સામાજિક સુધારા થોડા ઘણા થઇ શકે છે. રશિયા, પ્રુશિયા તથા ઑસ્ટ્રિયાને આ એકતા ગમતી નહોતી. રશિયાને પોલૅંડ ઉપર આક્રમણ કરવાનું બહાનું જોઇતું હતું. પોલૅંડની પૂર્વમાં આવેલા યુક્રેનિયાના ગ્રીક ચર્ચના અનુયાયીઓને મદદ કરવાના બહાના હેઠળ રશિયાએ લશ્કર મોકલ્યુ. આ આક્રમણ સામે યુરોપના એક જ રાજ્યે–ટર્કીએ (જેણે પોલૅંડ સાથે ઘણી વખત યુદ્ધ કર્યું હતું) વિરોધ બતાવ્યો. ઑસ્ટ્રિયા તથા પ્રુશિયા, રશિયાને પગલે ચાલવાની રાહ જોઇ રહ્યાં હતાં. એમણે પણ સરહદના પ્રાંતોમાં લશ્કર મોકલી એ ભાગ લઇ લીધા. આમ ૧૭૭૨માં પોલૅંડના પહેલા વિભાગ થયા. એમાં દેશનો ⅓ ભાગ તથા ૪૦ લાખની પ્રજા વિદેશી સત્તાના હાથમાં ગઇ, અને બાલ્ટિકને કિનારે એક નાની જમીનની પટ્ટી પોલૅંડના હાથમાં રહી. આંતર કલહથી નબળાં થએલાં પોલૅંડમાં રશિયાના દબાણથી ચૂંટાએલી પાર્લામેન્ટે વિભાગોની સંધિને બહાલી આપી. દેશપ્રેમી રાજકારણીઓ આ અવનતિ જોઇ ત્રાસી ગયા હતા. કેળવણીનું તંત્ર એમના હાથમાં આવતાં ધીમેધીમે કારોબારમાં સુધારા થવા માંડ્યા. ૧૭૮૮ની પાર્લામેન્ટમાં દેશહિતવાદીઓ સામાજિક અને રાજકીય જીવનમાં ઉદાર વિચારોને અનુસરતા સુધારા દાખલ કરી શક્યા, પરંતુ 'ફ્રી વેટો' હજી યે નાબૂદ થયો નહોતો, ખેડૂતો હજી યે ગુલામીની અવદશામાં હતા. કારોબારી વહીવટને ઉદાર વિચારોને અનુકૂળ થવાની જરૂર હતી. એ બધું એકી સાથે અને બને એટલું વહેલું થવા માટે નવા બંધારણની જરૂર હતી. રાજા અને પ્રજામાં ભારે ઉત્સાહ હતો. વિરોધીઓથી રાજાને દૂર સંતાડી રાખવામાં

આવ્યો એણે પોતે ફ્રેન્ચ ભાષામા બંધારણનો ખરડો તૈયાર કર્યો બીશપ ક્રેસનોવ્સ્કીએ તરત જ સ્વભાષામા એનો અનુવાદ કરી પાર્લામેન્ટ પાસે મૂક્યો ઇસ્ટરના તહેવારો પછી વિરોધીઓ શહેરમા પાછા ફર્યા નહોતા એ વખતે લોકહિતવાદીઓએ પાર્લામેન્ટનો કબજો લીધો અને રસ્તા પર લશ્કર તૈયાર રાખી બે દિવસમા—૩ જી મે ૧૭૯૧—નવુ બંધારણ અમલમા મૂક્યુ

નવુ બંધારણ પ્રજાના નવજીવનનુ દ્યોતક હતુ એડમંડ બર્કે બ્રિટિશ પાર્લામેન્ટ સમક્ષ આપેલા ભાષણમા પોલેન્ડવાસીઓને આ બંધારણ માટે અભિનંદન આપ્યા ઑસ્ટ્રિયા અને પ્રુશિયાએ સંતોષ જાહેર કરી પોલૅંડના વહીવટમા હાથ નહિ નાખવાની બાહેધરી આપી ટર્કી સાથે લડાઈમા જોડાએલા રશિયાએ કશુ કર્યુ નહિ એ લડાઈમાથી છૂટા થયા પછી નવુ બંધારણ રદ કરવાની રશિયાએ માગણી કરી અને તરતજ રશિયન લશ્કર પોલૅંડમા દાખલ થયુ રશિયા સાથેની લડાઈમા શરૂઆતમા પોલૅંડ જીત્યુ પરન્તુ લશ્કરને પાછુ હટવુ પડ્યુ નબળા મનના રાજાએ રશિયા સાથે સંધિ કરી નવુ બંધારણ રદ કરવામા આવ્યુ વિરોધીઓએ માન્યુ કે ફ્રેંચ વિપ્લવની સ્વતંત્ર ભાવનાનો નાશ કરવામા તેઓ સફળ થયા હતા ૧૭૯૩મા પોલૅંડની બીજી વખત વહેંચણી થઈ પાર્લામેન્ટ આ વહેંચણીને બહાલી આપતી નહોતી સવારે ત્રણ વાગ્યા સુધી સભ્યોએ કશો જવાબ આપ્યો નહિ પાર્લામેન્ટમા લશ્કર દાખલ થયુ અને સભાસદોના મૌનને જ બહાલી ગણી લેવામા આવી.

રશિયાનુ લશ્કર આખા દેશમા ફરી વળ્યુ પોલૅંડના લશ્કરને વિખેરી નાખવામા આવ્યુ અને રશિયાએ લશ્કરી અમલ શરૂ કર્યો રાષ્ટ્રની સ્વાધીનતાના રક્ષણ માટે દરેક શહેરમા મંડળો

સ્થાપવામાં આવ્યાં. મધ્યરાત્રે મળતી સભાઓમાં રાષ્ટ્રચેતના માટે પ્રયત્ન થવા લાગ્યા. રાષ્ટ્રનું કલંક ધોઇ નાખવા માટે દેશે[૬] કોશિયુસ્કોની વરણી કરી. અમેરિકાના સ્વાતંત્ર્ય યુદ્ધમાં કોશિયુસ્કોએ નામના મેળવી હતી. ૧૭૯૨માં પ્રિન્સ પોનિયાટોવસ્કી સાથે રહી રશિયાની સામે એણે સરદારી લીધી હતી. ૨૪મી માર્ચ ૧૭૯૪નો દિવસ સામાન્ય ઉત્થાન માટે નક્કી કરવામાં આવ્યો. આખી રાત જાગીને કોશિયુસ્કોએ ઉત્થાનનું જાહેરનામું (Act of Rising) તૈયાર કર્યું. અમેરિકાની પ્રજાનો સ્વાતંત્ર્યનો ઢંઢેરો (*Declaration of Indipendence*) એણે જોયો હતો. મરણીઆ પોલૅંડનો આર્તનાદ અને નિરાશામાંથી દેશને નવજીવન ધારણ કરવાનો એમાં પોકાર હતો. કોશિયુસ્કોના હાથમાં લશ્કરની બધી સત્તા હતી એટલું જ નહિ પણ રાજ્યની મુલકી અને કારોબારી તમામ સત્તા એના હાથમાં હતી. ૩જી મેના બંધારણને એણે અમલમાં મૂકવા પ્રયત્ન કર્યો અને ખેડૂતોને રાહત મળે એવા કાયદા અમલમાં મૂક્યા.

એકતા વિનાના પોલૅંડના આ ઉત્થાનની ભરતીમાં ઓટ નહિ આવે એ જોવાનું હતું. દરેક શહેરના નાગરિકોને એ પ્રોત્સાહન મોકલતો અને પ્રજાના દરેક વર્ગને સાથ આપવા નોતરતો. દેવળના ધર્મગુરુઓને પૂજામાં જરૂરનાં જ વાસણો સિવાય તમામ દેશને માટે આપી દેવા વિનવતો. પ્રજાના એકેએક વર્ગનો એને સાથ હતો. વસ્ત્રો, અનાજ, ધારિયાં, કોદાળી બધુંય લોકો એને મોકલી આપતા. માતૃભૂમિ પ્રત્યેના પ્રેમ અને આત્મવિશ્વાસથી

૬ કોશિયુસ્કો વિષે 'કુમાર' આસો ૧૯૯૨માં આ જ લેખકની સ્વતંત્ર નોંધ છપાઇ છે. Kosciuszko-by Monica M Gardner.

જ રશિયાના મોટા સૈન્ય સામે લડવાને પ્રજા તૈયાર થઈ હતી. પરદેશની સ્વાધીનતાની લડતમાં કોશિયુસ્કોએ સાથ આપ્યો હતો. એના નિઃસ્વાર્થ શૌર્યથી પ્રજાનો દરેક વર્ગ એના પર મુગ્ધ હતો.

૧૭૯૪ ની ૪થી એપ્રિલે રાકલાવાઇસની યુદ્ધભૂમિ પર રશિયા અને પોલૅન્ડના સૈન્યો મળ્યા. રાકલાવાઇસનો વિજય હથીઆરોના મુકાબલાનો વિજય નથી પરંતુ પ્રજાના આદર્શનો વિજય છે. પોલૅન્ડના ઇતિહાસમાં પહેલી જ વખત અભણ ગામડિયા ખેડૂતોએ યુદ્ધમાં ભાગ લીધો. ધારિયા અને કોદાળી સાથે બે હજાર ખેડૂતો યુદ્ધભૂમિ પર હાજર હતા. એ ટુકડીનું નામ "મોતના લણનાર" (Reapers of Death) રાખ્યું હતું. રશિયાના મોટા લશ્કર સામે કચડાઈ જવાનો પૂરો ભય હતો. એવે સમયે આ ખેડૂતો-એ જ યુદ્ધનો રંગ ફેરવી નાખ્યો. "ખેડૂતો! પ્રભુ અને દેશને માટે સામેની તોપોનો કબજો મેળવો." આ શબ્દો નીકળતા જ કોશિયુસ્કોની સરદારી નીચે એમણે રશિયન લશ્કરની ૧૧ તોપોનો કબજો લીધો. એ રાત્રે દુશ્મનોના લશ્કરની તોપોનો સૌથી પહેલો કબજો લેનાર બારટોસ નામે ખેડૂતને એણે પોલૅન્ડનો પહેલો ખેડૂત નાયક ઠરાવ્યો અને એના કપડાં પોતે પહેર્યાં. બારટોસની સાથે વૉરસૉના મોચી કિલિન્સ્કીનું નામ પણ સ્મરણીય છે. ગુડ ફ્રાઇડે પછીના શનિવારે વૉરસૉને ઘેરો ઘાલી નિઃશસ્ત્ર કરવાની યોજના એક રશિયન સૈનિકે દારૂના ઘેનમાં કહી દીધી. એ વખતે કિલિન્સ્કીએ વૉરસૉના નાગરિકોને રશિયન સૈન્ય સામે દોર્યા. ગુરુવારે અને ગુડ ફ્રાઇડેના શુક્રવારે દિવસ રાત યુદ્ધ ચાલ્યું. ઇસ્ટરના સુપ્રભાતે દેવળોના ઘંટનાદ સાથે પરદેશી ધૂંસરીમાંથી વૉરસૉ મુક્તિ મેળવી. વૉરસૉનો પ્રથમ ઘેરો નિષ્ફળ જતાં વધારે લશ્કર સાથે સુવારોવને મોકલવામાં આવ્યો. મેકિનો

વિચના યુદ્ધમાં પોલૅંડના સૈન્યનો પરાજય થયો. કોશિયુસ્કોને કેદ પકડવામાં આવ્યો. વૉરસૉની નજીકમાં પ્રાહા આગળ સુવારોવે ભયાનક ખૂનરેજી ચલાવી હજારો શહેરીઓની કત્લ કરી.

પ્રુશિયા તથા ઑસ્ટ્રિયાએ પણ ચડાઈ કરી અને ૧૭૯૫માં પોલૅંડના ત્રીજી વખત વિભાગ પડ્યા. દેશવટો ભોગવતા કોશિયુસ્કોનું ફ્રાન્સમાં (૧૮૧૭) અવસાન થયું. પરાજયનાં એ વર્ષોમાં જ નવાં પોલૅંડનું ઘડતર થતું હતું. એ પછીનાં સ્વાધીનતાના બધા પ્રયત્નોમાં કોશિયુસ્કોની મૂર્તિ પ્રજા સમક્ષ નિઃસ્વાર્થ દેશપ્રેમનો અચૂક પુરાવો હતો. બંધારણના શબ્દોમાં જ નહિ પણ સમાજના છવંત પ્રશ્નો ઉપર એના એકેએક કારોબારી અને મહેસુલી સુધારા ઘડાએલા હતા. એણે બતાવ્યુ હતું કે દરેલ વિચાર સરણી ઉપર જમાનાને અનુસરીને યોગ્ય અને વાજબી લોકશાસનનો અમલ કરવાની પોલૅંડવાસીઓમાં શક્તિ હતી, અને આંતર કલહ અને અવ્યવસ્થાને બહાને પોતાની સત્તા જાળવી રાખવાના વિદેશી સત્તાના પ્રયત્નો ત્યારે સારે નિષ્ફળ થવાના જ હતા.

પોલૅંડના ત્રીજી વખત વિભાગ થયા પછી ૧૯મી સદીના યુરોપના નકશામાં પોલૅંડનું અસ્તિત્વ નથી. ફ્રેંચ વિપ્લવની અસર તળે આવેલાં એ સો વર્ષોમાં યુરોપભરમાં સ્વાતંત્ર્યની ભાવનાએ મોટી પ્રગતિ કરી છે. આ સદીમા જ રશિયા જેવા પ્રગતિ–વિરોધી સત્તાના ધામમાં ૧૮૬૧માં ગુલામ ખેડૂતોના છુટકારાની જાહેરાત (Emancipation of Serfs) કરવામાં આવે છે. રાજકારણમાં અસ્તિત્વનો નાશ થતાંની સાથે જે પ્રજાના સામાજિક ઉત્કર્ષની શરૂઆત થઇ છે તેનો આપણે વિચાર કરવાનો છે. નૂતન પોલૅંડના ઇતિહાસકારો અમાનુષી

અત્યાચારો અને નિષ્ફળ ક્રાન્તિના આ દુ ખદ વર્ષોની કથા તરફ નજર નાખ્યા વિના લેકાઓ પહેલાના પતન પોલૅંડના આતરરાષ્ટ્રીય પ્રશ્નો તરફ જુએ છે, કારણ કે એ જ પ્રશ્નો નવસર્જિત પોલૅંડનું એક અથવા બીજી રીતે ધ્યાન ખેંચે છે [૭]

૧૯મી સદીની શરૂઆતમા જર્મ સ્વભાવ રાષ્ટ્રજીવનમા નિષ્ક્રિય પ્રેરણાનું સ્થાન છોડીને, દેશની રાષ્ટ્રીય અસ્મિતાનું એક માત્ર પ્રેરક બળ થઈ રહે છે પોલૅંડના નવસર્જન માટેના એકેએક પ્રયત્નોમા રાષ્ટ્રભાષા જ સર્વશ્રેષ્ઠ સાધન અને રાષ્ટ્રની જાગૃતિના પ્રતીકરૂપ રહી છે પોલૅ- એક રાષ્ટ્ર થાય એ પહેલા પ્રજાજીવનમા એકરૂપ થએલી સંસ્કૃતિ ઘણી કરવાની હતી, અને રાષ્ટ્રભાષા વિના રાષ્ટ્રીય સંસ્કૃતિ જીવી શકે નહિ

સાતમો વર્ષ સુધી યુરોપના રાજકારણમા પોલૅંડે ભાગ લીધો હતો, એટલે યુરોપના નકશા ઉપરથી પોલૅંડની સીમાઓ ભૂસાઈ ગઈ તો યે રાજકારણી સબધો સહેલાઈથી તૂટે એવુ નહોતુ ૧૭૯૪ના ઉત્થાનની નિષ્ફળતા પછી કોશિયુસ્કો અને એની સાથે સ્વાતન્ત્ર્યના યુદ્ધમા લડનારા સેનાનીઓ ફ્રાન્સમા જઈને રહ્યા હતા વર્ષોની રાજસત્તા ફેકી દઈ સ્વતત્ર થએલુ ફ્રાન્સ યુરોપને સ્વાધીનતાના પાઠ શીખવવા નીકળ્યુ હતુ એ ઉદ્દેશથી નેપોલિયને યુરોપની વિજય યાત્રા શરૂ કરી હતી એમ તે વખતનું યુરોપ માનતુ હતુ એટલે પોલૅંડ જેવા પરાધીન રાષ્ટ્રના હિજરતીઓ નેપોલિયનના યુરોપી વિગ્રહમા સાથ આપતા હતા એના સેનાનીઓમા ડોમ્બ્રોવસ્કી જેવા પોલૅંડના અગ્રણી સેનાનીઓ હતા

---

૭ ડાયબોસ્કી
૮ એ પી કોલમેન

પોલૅંડવાસીઓને આશા હતી કે એમની સ્વાધીનતા અપાવવામાં નેપોલિયન મદદ કરશે. ૧૮૦૬માં પ્રુશિયાને હરાવ્યા પછી વૉરસાની નજીકનો પ્રદેશ જુદો પાડી નેપોલિયને 'ડચી ઑફ વારસા' નામે સ્વતંત્ર પ્રાંત ઊભો કર્યો, અને ડાન્ઝીગને આંતરરાષ્ટ્રીય વ્યવસ્થા હેઠળનું બારું ઠરાવ્યું. ૧૮૧૨માં મોસ્કોના આક્રમણમાં પાછા ફરતાં પરાજીત નેપોલિયનની પીછેહઠ સાચવતાં એ જમાનાનો પોલૅંડનો સર્વશ્રેષ્ઠ નાગરિક-જૉસેફ પોનિયાટોવસ્કી માર્યો ગયો. નેપોલિયનના નાશ સાથે 'ડચી ઑફ વૉરસૉ'નો અંત આવ્યો. નેપોલિયનના છેવટના વર્ષોમાં ઑસ્ટ્રિયા અને રશિયાએ પોલૅંડની પ્રજાનો સાથ મેળવવા પ્રયત્ન કર્યો હતો. વિયેનાની કૉંગ્રેસમાં (૧૮૧૫) પોલૅંડના પ્રશ્ને જુદું જ રૂપ લીધું. નવેસરથી પોલૅંડની વ્યવસ્થિત વહેંચણી થઇ. પોલૅંડના થોડા ભાગને-જે વિભાગ 'કૉંગ્રેસ કિંગ્ડમ' તરીકે ઓળખાયો—ઝારની સત્તા નીચે બંધારણ મુજબની પાર્લામેન્ટ, લશ્કર તથા નાણાંખાતું મળ્યું. ઑસ્ટ્રિયા તથા પ્રુશિયાએ પણ પોતાની પોલીશ પ્રજાને વેપારના તથા શહેરી છુટાપણાના થોડા હક્કો આપ્યા. પાર્લામેન્ટની સત્તા સલાહ આપવા પૂરતી જ હતી. રશિયન પોલૅંડમાં ગ્રાન્ડ ડ્યૂક કૉન્સ્ટૅન્ટાઇન ગવર્નર હતો અને બધી સત્તા એના હાથમાં હતી. દેશને પગભર કરવાના થોડાઘણા પ્રયત્નો થયા હતા. પરંતુ રાજકારણમાં કૉન્સ્ટૅન્ટાઇનની ક્રૂરતા અને સખ્તાઇથી સ્વાધીનતાની તમન્નાવાળા જુવાનો વિદ્યાર્થીમંડળો અને છૂપાં પ્રચારક્ષેત્રોમાં એકત્ર થવા માંડ્યા. એલેકઝાન્ડર પહેલા પછી નિકોલાસ રશિયાની ગાદીએ આવ્યો. રાજ્યારોહણના દિવસે –૧૪મી ડિસેમ્બર ૧૮૨૫–રશિયામાં ઇતિહાસપ્રસિદ્ધ 'ડિસેંબ્રીસ્ટ' કાવતરૂં રચાયું હતું. રશિયા અને પોલૅંડના ક્રાન્તિવાદી

એને અવધ હોવાનો નિકોલાસને વહેમ હતો, તેમાં વળી ન્ટવાક પોલૅંડવાસીઓને એણે કરેલી ફાંસીની સજાને પાર્લામેન્ટે બહાલી આપી નહિ એટલે એનો રોષ વધ્યો.

ફ્રાન્સના ૧૮૩૦ની જુલાઈના વિપ્લવ તરફ પોલૅંડવાસીઓની સહાનુભૂતિ હતી. વળી 'સાહિત્યપ્રવૃત્તિ પર મૂકાએલો અંકુશ, શહેરી જીવનમાં અવિશ્વાસને લીધે કારોબારમાં પોલીસને સોંપાતી અનિયંત્રિત સત્તા તથા બંધમાર્ગે થતા પાર્લામેન્ટના કામકાજને લીધે બધી પ્રવૃત્તિઓ છૂપા મંડળો તરફ ધમડાતી હતી.'* કોશિયુસ્કોના જ્વલંત દેશપ્રેમથી રાષ્ટ્રની સ્વાધીનતાના પ્રયત્ન માટે લોકોએ દેશને એક થએલો જોયો હતો. નેપોલિયનની વિજય યાત્રામાં યુરોપભરમાં લડેલા સેનાનીઓના પુત્રોને યુદ્ધભૂમિ પર લશ્કરને મોખરે રહી મરવાના કોડ જાગ્યા હતા. ફ્રાન્સ અને બેલ્જીઅમમાં સ્વાધીનતાની પ્રવૃત્તિ દાબી દેવા નિકોલાસની ઈચ્છા રશિયન સૈન્ય સાથે પોલૅંડમાંથી લશ્કર મોકલવાની હતી. લશ્કરના સૈનિકોને આ વાતની જાણ થતા ૧૮૩૦ના નવેમ્બરની આખરે વૉરસૉના રસ્તાઓમાં ક્રાન્તિની જ્વાલા સળગી.

રાષ્ટ્રધ્વજ પરના ગરુડને સંબોધીને વૉરસૉના રસ્તામાં સૈનિકો ગાતા હતા'

> 'ગરુડ, ઊંચે ઊડ ! વિજયી થઈ તારા પોલૅંડનું ગૌરવ જગત
> ને કહે જીવતો રહેશે તેને સ્વાધીનતા મળવાની છે, યુદ્ધમાં
> ખપી જશે એને તો સ્વાધીનતા મળી ચૂકી છે'[1]

---

* આરામ સેવક

1 Soar, our eagle, rise in glory
Tell the world thy Poland's story

૧૮૩૦ના ૨૯મી નવેમ્બરની રાત્રે ગ્રાન્ડ ડ્યૂક કૉન્સ્ટૅન્ટાઇનને વૉરસૉ છોડવું પડ્યું. વૉરસૉમાંથી રશિયનોને હટાવ્યા પછી શહેરની દિવાલો પર ચોડેલા જાહેરનામામાં મિટ્સકિએવિચના 'Ode to Youth'માંની નીચેની લીટીઓ છાપેલી હતી:

'સ્વાધીનતાની ઉષા! મુક્તિનો સૂર્ય તારી પાછળ છે'[2]

સ્વાધીનતા માટે, કુરબાની માટે પ્રજા તૈયાર હતી તે વખતે યુદ્ધવિદ્યામાં અજોડ ગણાતા સેનાનીઓને પ્રજામાં વિશ્વાસ નહોતો. અલબત યુદ્ધને વખતે એ સેનાનીઓએ ભારે શૌર્ય બતાવ્યું છે. એવી જ રીતે ૧૯મી સદીના રાજકારણમાં પ્રથમ પંક્તિમાંના પ્રિન્સ આડામ ઝારટોરસ્કી, અને ઇતિહાસકાર લેલેવેલને (Lelewel) સ્વાધીનતાના યજ્ઞમાં પુરોહિત થવા પ્રજાએ નોતર્યાં ત્યારે એમને પણ પ્રજાની ચેતના અને શહૂરમાં વિશ્વાસ નહોતો. છતાં યે દેશની જરૂરને વખતે એમણે સ્વાધીનતાની લડતને જ સાથ આપ્યો. આ ક્રાન્તિ દોઢ વર્ષ ચાલુ રહી. રશિયાના ક્રાન્તિવાદીઓને ફાંસી આપવામાં આવી હતી. તેની સંવત્સરી ઉજવતા વૉરસૉના શહેરીઓએ વાવટા ફરકાવ્યા હતા—'અમારી તથા તમારી સ્વાધીનતાને માટે.' શરૂઆતમા ક્રાન્તિનું ધ્યેય સ્પષ્ટ નહોતું, પરંતુ બે મહિના પછી રોમાનેફને પોલૅંડની ગાદી પરથી પદભ્રષ્ટ કરવાનો પાર્લામેન્ટે ઠરાવ કર્યો. પ્રિન્સ આડામ ઝારટોરસ્કીને ક્રાન્તિવાદીઓએ પોલૅંડની સરકારનો પ્રમુખ બનાવ્યો.

---

He who liveth free shall be.
He who dieth is now free.
મેનીકા ગાર્ડનર

2 'Hail, Dawn of Freedom, Sun of salvation is behind thee.'

મોટું લશ્કર મોકલી નિકોલાસે આ ક્રાન્તિને દાબી દીધી પ્રુશિયાએ નિકોલાસને મદદ કરી હતી રશિયાની વધતી જતી સત્તા તરફ ઑસ્ટ્રિયા હમેશા શકાથી જોતુ આવ્યુ છે ઑસ્ટ્રિયાએ ક્રાન્તિવાદીઓને થોડી ઘણી મદદ કરી હતી સ્વાધીનતાના પ્રયત્નો તરફ યુરોપનો લોકમત સહાનુભૂતિભર્યો હતો [10] પોલૅંડની ક્રાન્તિ તરફ ફ્રાન્સની પ્રજા ઉત્સાહથી જોતી હતી અને દેશીને ઘણા વખતથી રાજકારણી અને સત્કાર મળતો હતો પેરિસના રસ્તા પર લોકો આ ક્રાન્તિની ચર્ચા કરતા હતા નવલકથા લેખક એલેક્ઝાન્ડર ડૂમા તથા કવિઓ અને લેખકોએ પોલૅંડને મદદ કરવા જથ્થા ગોઠવ્યા હતા છાપાઓ અને હૉટલોમા પોલૅંડને મદદ કરવા ફડો ઉઘરાવવામા આવ્યા હતા ૧૮૩૧ના સપ્ટેમ્બરમા ક્રાન્તિ નિષ્ફળ થયાના સમાચાર પેરિસમા આવ્યા, તે દિવસ ફ્રાન્સવાસીઓ માટે શોકનો દિવસ હતો કાળી લીટી સાથે છાપાઓ પ્રસિદ્ધ થયા, નાટકશાળાઓ બંધ રહી, શેર બજારમા ફ્રેંચ સિક્યુરિટિના ભાવ બેસી ગયા, અને વિદેશ મંત્રીએ ચેમ્બરમા પૂછાયેલા પ્રશ્નના જવાબમા 'વૉર્સોમા બધુ શાંત છે' એવુ કહ્યુ ત્યારે મોટી ધાંધલ થઇ ગઇ પેરિસમા લોકોને શાંત થતા થોડા દિવસ થયા એ પછી તરત જ પોલૅંડના હિજરતીઓ ફ્રાન્સમા આવ્યા

ક્રાન્તિની નિષ્ફળતા પછી હજારોને સાઇબીરિયા મોકલવામા આવ્યા, ઘણાઓની મિલકત જપ્ત કરવામા આવી શાળા અને અદાલતમા રશિયન ભાષા દાખલ કરવામા આવી હિજરતીઓ અને દેશવટો ભોગવતા દેશવાસીઓ સામાન્ય પ્રજાને સ

૧૦ Polish Rising of 1830- Adam Lewak

'ગિરિશૃંગ પર ઊભેલા માનવી જેવા' ('Like men standing on an elevation'–Slowaki) હતા. એમના તરફ મૂગી પ્રજા આદેશ માટે જોઈ રહી હતી. એ ત્રિમૂર્તિ-ઓમાં પોલૅંડને "પાન ટાડ્યુસ" (Pan Tadeuss) નામે મહાકાવ્ય આપનાર મિટ્સકિએવિચ હતો. મીટ્સકિએવિચ, સ્લો-વાટ્સ્કી અને 'અજ્ઞાત કવિ'ને નામે ઓળખાએલો ક્રાપિન્સ્કી પોલૅંડના 'રોમાન્ટીક' સાહિત્યના સર્વશ્રેષ્ઠ કવિઓ "પવિત્ર ત્રિ-મૂર્તિ" Holy Trinityને નામે ઓળખાયા છે. દમનનીતિના એ વર્ષોમાં એમણે દેશવાસીઓને સહન કરવાની તાકાત આપી છે. પોલીશ રોમાન્ટીસીઝમનો આદર્શ એ હતો કે જગતના પાપ-નો ભાર પ્રભુએ લઇને ક્રૂસ ઉપર પોતાનું બલિદાન આપ્યું તેમ સ્વાધીન પ્રજાઓના લોકશાસનમાં સર્વશ્રેષ્ઠ આવિષ્કાર માટે પોલૅંડે બલિદાન થવાનુ છે.

મિટ્સકિએવિચનો કોનરાડ વાલેનરોડ કહે છે, 'સ્વદેશમાં દુઃખ અને શોક હતાં ત્યારે એના ઘરમાં આનંદ ક્યાંથી હોય?[११] પોલૅન્ડના રોમાન્ટીસીઝમનો આદર્શ આવો હતો. મિટ્સકિએ-વીચના જમાનાની રાજકારણી ફિલસુફી એ શબ્દોમાં સ્પષ્ટ થાય છે. મિટ્સકિએવીચ એની આ કૃતિમાં જ (Conrad Wallenrod) એવા નિર્ણય ઉપર આવે છે કે 'રીબાતી પ્રજાના અગ્રણીઓએ કશોય વિકલ્પ રાખ્યા વિના દેશને માટે જ જીવન આપી દેવું જોઇએ પછી ભલે એમને પોતાના નૈતિક સિદ્ધાંતો

11 'Joy did not dwell in his house, when his fatherland knew only sorrow'

Polish Romantic Literature by Julian Krzyzanowski P.69

'હવે મારો દેશ તું નથી; મારો ધર્મ અને મારી સ્મૃતિ તું છે. તને દગો દઈ ઘાત કરનાર કૃતઘ્ની, એના પ્રભુ સમક્ષ જૂઠો છે. અને છેવટે ક્રાસિન્સ્કી માગે છેઃ 'મારાં ગીતોનો નાશ થાઓ, મારાં કાર્યોનો ઉદ્‌ગમ થાઓ.' (Perish my songs, arise my deeds).

૧૮૩૧માં પોલૅંડવાસીઓને આશા હતી કે યુરોપનાં બીજાં રાજ્યો એમનો પ્રશ્ન ઉપાડી લેશે. ક્રાન્તિની નિષ્ફળતા પછી મિટ્સકિએવિચ અને સ્લોવાટ્સ્કીએ વિશ્વબંધુત્વના આદર્શ પ્રજા આગળ મૂક્યા હતા. એનાથી પ્રેરાઈને અને ઉદ્દામવાદીઓ સંખ્યાબળમાં પણ વધારે હતા એટલે છૂપી પ્રવૃત્તિઓ તો ચાલુ જ હતી. સ્વાધીનતાની સશસ્ત્ર પ્રવૃત્તિઓમાં એમને હજી વિશ્વાસ હતો. દેશનઃ મોટા ભાગને ઉત્સાહી કરીને ક્રાન્તિની તૈયારી કરવા પ્રુશિયન પોલૅંડમાં માણસો મોકલવામાં આવ્યા. પ્રુશિયન પોલૅંડમાં ક્રાન્તિ શરૂ થાય એ પહેલાં કાર્યકરો પકડાઈ ગયા. પરંતુ ઑસ્ટ્રિયન પોલૅંડની ક્રાન્તિનો (૧૮૪૬) અંત બહુ કરુણ આવ્યો. શહેરીઓ સામે લડવાને મેટરનીચે (ઑસ્ટ્રિયા) ખેડૂતોને હથીઆરો આપીને સંહાર કરાવ્યો એ પ્રસંગ ઉજ્જેસ્કીએ પોતાના એક ગીતમાં ચિરંજીવ કર્યો છે.

૧૮૪૮માં જર્મનીમાં ક્રાન્તિ થઇ એમાં જર્મન પોલૅંડે સાથ આપ્યો હતો. પરંતુ રશિયન સરકારના ઘણાયે પ્રયત્નો છતાં ખેડૂતોએ પોતાના દેશવાસીની સામા (ઑસ્ટ્રિયાની જેમ) હથીઆરો લીધાં નહિ. જર્મન ક્રાન્તિ પણ નિષ્ફળ ગઈ. રશિયન પોલૅંડમાં આ ક્રાન્તિની અસર થઈ નહોતી. યુરોપમાં ફેલાતા ઉદાર વિચારો સામે ઝાર નિકોલાસ પહેલાએ જેહાદ પોકારી હોય એમ લાગતું હતું. ૧૮૪૯માં એણે લશ્કર મોકલીને

ઑસ્ટ્રિયન ક્રાન્તિને દાબી દીધી. વૉરસૉ અને વિલ્નોમાં છૂપા મંડળોમાં જે કોઈ આગળ પડતો ભાગ લેતું જણાય તેને સાઈબીરિયા મોકલી દેવામાં આવતો. ૧૮૫૩માં ટર્કી સાથેના ક્રીમિયન વિગ્રહની શરૂઆત થઈ. એ વખતે ટર્કીને સાથ આપી પોલીશ લશ્કર ઊભું કરવાના મિટ્સકિએવીચે પ્રયત્ન કર્યા, પરંતુ કૉન્સ્ટૅન્ટીનોપલમા (૨૬–૧૧–૧૮૫૫) એનું મૃત્યુ થતા કશું થઈ શક્યુ નહોતું. નિકોલાસ પછી એલેક્ઝાન્ડર બીજો (૧૮૫૫–૧૮૮૧) રશિયાની ગાદીએ આવ્યો. તેણે નવા જમાનાને અનુકૂળ થવા પ્રયત્ન કરવા માડયા. ફ્રાન્સની ગાદીએ આવેલો નેપોલિયન ત્રીજો ઇટાલીના રાષ્ટ્રવાદને મદદ કરતો હતો. ગેરિબાલ્ડીનું નામ દરેક પોલૅન્ડવાસીને હૈયે હતુ એ વખતે પ્રિન્સ બિસ્માર્ક રશિયામાં પ્રુશિયન સરકારનો પ્રતિનિધિ હતો, પોલૅન્ડને વહેંચી લેનારાં રાજ્યોની પોલડ વિષેની રાજનીતિ એકસરખી રહે એ માટે એણે પ્રયત્ન કર્યો.

પશ્ચિમ યુરોપમા રાષ્ટ્રવાદની પ્રવૃત્તિને મળતા વિજય તથા રશિયાની રાષ્ટ્રવાદી ચળવળથી લોકોમા નવો ઉત્સાહ આવતો હતો. નવી સ્થપાએલી 'કૃષિસભા'(Agricultural Society)માં પ્રજાના બધા વર્ગ જોડાતા હતા. લોકો રાજકારણ છોડીને આર્થિક સુધારણા તરફ જતા હતા. જુવાનોને આવી સંસ્થામાં ઉત્સાહ નહોતો. રશિયાનો સહકાર મેળવી રાજકારણ તથા વેપારી સંબંધમા સ્વાધીનતાનો અંશ મેળવવા ઇચ્છા રાખનારો એક વર્ગ હતો. સહકારી રાજકારણીઓમા વિએલોપોલ્સ્કી આગળ પડતો હતો. કેળવણી તથા રાજકારણમાં એણે રશિયા સાથે સહકારથી ઘણુ મેળવ્યુ, પરંતુ ખેડૂતોના પ્રશ્ન વિષે એણે કશું કર્યું નહિ ૧૮૬૧ના રશિયાના જાહેરનામા ઉપરથી પોલૅન્ડમાં

નહિ જેવા સુધારા દાખલ થયા. 'કૃષિસભા'એ એનો વિરોધ કર્યો. એમાં કૅથોલિક ધર્મગુરુઓનો પણ સાથ હતો. 'કૃષિસભા' સરકારે બંધ કરી. વિરોધ બતાવવા ભેગાં થએલાં લોકોનાં ટોળાં પર ગોળીબાર કરવામાં આવ્યા. ઉદ્દામ વિચારવાળાઓ આ વિરોધને ઉગ્ર રૂપ આપતા હતા. રશિયાના લશ્કર માટે ખેડૂતોમાંથી સરકાર ભરતી કરવાનો વિચાર કરતી હતી અને એમ થતાં ખેડૂતોની સહાયથી સફળ ક્રાન્તિ થઇ શકશે એમ લોકોનું માનવું હતું. ઉદ્દામ વિચારવાળાઓની આ ગણત્રી ખોટી પાડવા શહેરના જુવાનોની ભરતી માટે જાહેરાત કરવામાં આવી. પ્રજાને આ યોજનાની થોડીઘણી ખબર હતી એટલે ઘણાખરા તો નજીકનાં જંગલોમાં સંતાઇ ગયા અને થોડાને પકડવામા આવ્યા.

૧૮૬૩ની ૨૨મી જાન્યુઆરીએ રેવોલ્યુશનરી કમિટિએ રશિયા સામે ક્રાન્તિની જાહેરાત કરી. આ ઉત્થાન વખતે કારોબારી વહીવટની થોડી તૈયારી ક્રાન્તિવાદીઓએ કરી હતી. મધ્યસ્થ સમિતિ(Central Committee)એ સ્થાપેલી રાષ્ટ્રીય સરકારનું ટપાલ, પોલીસ તથા મહેસુલીખાતું છૂપી રીતે કામ કરતું હતું. પરંતુ ૧૮૩૦–૩૧ની જેમ આ વખતે એમની પાસે લશ્કર નહોતું. ૧૮૬૩ની ક્રાન્તિમાં નિયમિત યુદ્ધો નથી, પરંતુ શિકારની બંદૂક હાથમા લઇ નીકળી પડેલા તમન્નાવાળા યુવાનોની આઝાદીની કથા છે શહેરના મધ્યમ વર્ગના લોકો જ આ ઉત્થાનના સૈનિકો હતા. આ ક્રાન્તિમા ભૌગોલિક દષ્ટિબિંદુ પણ હતુ. કોશિયુસ્કો તથા મિટ્સકિએવિચ જેવા પુરુષો આપનાર લિથુઆનિયાને તથા સીમાડાના બીજા પ્રાંતોને પણ સાથ આપવા નોતરવામાં આવ્યા હતા. લિથુઆનિયામાં ખેડૂતોનો સાથ હતો; અને એ પ્રદેશમાં વધારે વખત ક્રાન્તિ ટકી રહી નિર્દયતાથી

એકતા આણે છે. રશિયા તથા પ્રુશિયાએ આ જોયું હતું. શાળાના અભ્યાસમાં એમણે પોતાની ભાષા દાખલ કરી. અદાલતોના વહીવટમાં અને રશિયામાં તો વેપારી પત્રવહેવારમાં યે પોલીશ ભાષા વાપરવાની મનાઈ હતી. શહેરી છૂટાપણા પર તથા સભાબંધી અને છાપાંઓ પર અંકુશ મૂકવામાં આવ્યા હતા. એ બંને વિભાગમાં પ્રજાનું સામાજિક જીવન ભૂંસાઈ ગયું હતું. રશિયન પોલૅંડમાં પોલીસનું જોર હતું અને કેદખાનાં રાજદ્વારી કેદીઓથી ઉભરાતાં હતાં. ખેડૂતો સમૃદ્ધ થતા હતા. રશિયા સાથે વેપારી સંબંધ વધતો હતો. એ અરસામાં (૧૮૯૨) "પોલીશ સોશિયાલીસ્ટ પાર્ટી"(P.P.S.) સ્થપાઇ. દેશના રાજકારણમાં ક્રાન્તિવાદી દષ્ટિબિંદુ પોલીશ સોશિયાલીસ્ટ પાર્ટીએ કેળવ્યું છે. એ સંસ્થાની પ્રવૃત્તિ પિલસુદસ્કીના શરૂઆતના જાહેર જીવન સાથે એકરૂપ છે. એ વિચારસરણી સામે રોમન ડમોવસ્કી (Roman Dmowski)નો વિનીત પક્ષ સહકારી રાજકારણથી સ્વાધીનતાના પ્રયત્નો કરતો હતો.

૧૮૭૦ના ફ્રાન્કો-પ્રુશિયન વિગ્રહ પછી જર્મન રાજકારણમાં લશ્કરી દષ્ટિબિંદુ અગત્યનું સ્થાન લે છે. એ વિભાગમાં પોલૅંડવાસીઓ સહકારી મંડળોથી શરાફી અને ઔદ્યોગિક ઉન્નતિમાં ખંતથી આગળ આવે છે. ત્યાંની સમૃદ્ધ સ્થિતિ જોઈ પ્રિન્સ બિસ્માર્ક તથા જર્મનીના બીજા વિદેશમંત્રીઓ જર્મન વસાહતીઓને એ વિભાગમાં મોકલવા માંડે છે. એમને જમીન ખરીદવા જર્મન સરકાર મદદ કરે છે. એક જ કાયદાથી વર્ષોથી ઘર કરી રહેલા રશિયન તથા ઑસ્ટ્રિયન વિભાગના ત્રીસ હજાર માણસોને પ્રુશિયન પોલૅંડ છોડવું પડે છે. જર્મન વસાહતીઓને ૧૮૯૮-૧૯૦૮ના દસ વર્ષના ગાળામાં વેચેલી જમીન કરતાં

આઠગણી વધારે જમીન એ વિભાગના લોકો એ સરકારી પ્રવૃતિથી જર્મન વસાહતીઓ પાસેથી પાછી મેળવી હતી જમીન મેળવવાના પ્રયત્નમા નિષ્ફળ જતા પ્રુશિયાની સરકાર નવો કાયદો (૧૯૦૪) જાહેર કરી ખેડુતોને એમની પોતાની માલિકીની જમીન ઉપર નવા ઘર બાંધવાની મનાઈ કરે છે એની સામે એક ખેડૂત ગાડામા ફરતું ઘર બાંધીને કાયદાનો ઉપહાસ કરે છે પ્રાથમિક શાળામા ધાર્મિક શિક્ષણ જર્મન ભાષામા અપાતુ હતું એ સામે પ્રજાનો ઘણો વિરોધ હતો, અને એમા નાના બાળકોને એક વખત સખત શિક્ષા કરવામા આવી હતી ૧૯૦૬મા આખા પ્રુશિયન પોલેન્ડની શાળાઓમા વિરોધની હડતાલ પાડવામા આવી હતી આ સામ્રાજ્ય સામે પ્રુશિયાને ઇતિહાસનો પાઠ તાજો કરાવવા –૧૪૧૦મા ટાનેનબર્ગના યુદ્ધમા લાડીસ્લાસ યાગેલીઓએ જર્મનોને હરાવેલા એના સ્મરણમા પેડેરેવસ્કી ક્રેકોવને (૧૯૧૦મા) યાગેલીઓનું સ્મારક ભેટ આપે છે ત્રણે વિભાગમા ઑસ્ટ્રિયન પોલેન્ડમા રાજકારણ તેમજ સામાજિક જીવનમા અંકુશ નથી વિભક્ત પોલૅન્ડના બીજા ભાગોમાથી નાસી છૂટેલા રાજદ્વારીઓ અને રાષ્ટ્રચેતનાના કાર્યકરોનુ થાણું ઑસ્ટ્રિયન પોલૅન્ડ છે સાહિત્ય અને કલાસ્વામીઓનું ધામ ક્રેકોવ–ઇતિહાસના વર્ષોની જેમ સાંસ્કારિક અસ્મિતાનું કેન્દ્ર થઈ રહે છે ઑસ્ટ્રિયાના રાજકારણમા પોલૅન્ડના રાજદ્વારીઓનો કીમતી ફાળો છે એ દેશમા વર્ષો સુધી નાણાખાતાનું પ્રધાનપદ પોલૅન્ડવાસીએ શોભાવ્યુ છે ત્રણે વિભાગમા ઑસ્ટ્રિયન પોલૅન્ડમા વેપારઉદ્યોગનો વિકાસ ઓછો હતો

૧૮૩૦–૩૧ પછી સાહિત્યકારોએજ એકતાનો પ્રવાહ વહાવ્યો હતો તેમ ૧૮૬૩ પછી પોલૅન્ડ સ્વાધીન થયુ ત્યાસુધી સાહિત્યકારોએ સ્વદેશની અખૂટ સેવા કરી છે નોબેલ પારિતોષિક

વિજેતા સિંકિએવીચે ઐતિહાસિક પ્રસંગો આલેખતી નવલકથાઓ લખી દેશને જાગૃત રાખ્યો છે.

'ફાયર એન્ડ સ્વૉર્ડ'(Fire & sword)માં યુક્રેનિયાની સરહદ ઉપર રખડુ કોસાકોના બંડ સામે પોલૅંડના બચાવની "ધી ફ્લડ" (The Flood)માં સ્વીડનની રાજસત્તાની આંધીમાંથી સ્વતંત્ર થતા પોલૅંડની અને મિ. વૉલોડિયોવસ્કી (Mr. Wolodyjowski)મા ટર્કીના આક્રમણ સામે માતૃભૂમિનું રક્ષણ કરતા વીરોની કથા છે. મૃત્યુ પહેલાંનાં વર્ષોમાં લખેલાં "નાઇટ્સ ઑફ ધી ક્રૉસ" (Knights of the Cross)માં પંદરમી સદીમાં લિથુઆનિયા તથા પોલૅંડે જર્મની ઉપર મેળવેલા વિજયની ઐતિહાસિક ભૂમિકા પર વસ્તુનું આકલન છે.

"એશિશ"(Ashes)માં ઝેરોમસ્કીએ નેપોલિયનના યુરોપી વિગ્રહની કથામાં પોલીશ સૈન્યની બહાદુરી વર્ણવી છે. ૧૮૬૩ની પચાસમી સંવત્સરીના સ્મરણમાં "ફેથફુલ રીવર" (Faithful River) નવલકથા લખી (૧૯૧૦) પોતાના કુટુંબનાં એ વર્ષોનાં સ્મરણો આલેખ્યાં છે.

માઇકલ એન્જેલોના જેવી પ્રતિભાવાળો કવિ, ચિત્રકાર અને અને કારીગર વિસ્પીઆન્સ્કી પોલૅંડના નાટ્યલેખકોમાં સર્વશ્રેષ્ઠ છે. ૧૮૩૦–૩૧ના ઉત્થાનની ભૂમિકા ઉપર રચેલાં નાટકોમાં પ્રજાના માનસનું પૃથક્કરણ કરી ક્રાન્તિની નિષ્ફળતાનાં તત્ત્વોની ચર્ચા કરી સ્વાધીનતાના ભૂલાતા પ્રશ્નોને એ જનતાસમક્ષ મૂકે છે.

એ નાટકોમાં ભભકભરી શૌર્ય કથા અને આપભોગના ઉત્સાહભર્યા આત્માની સાહસની નિરાશા, ગરુડના પ્રતીકથી અંકિત રાષ્ટ્રધ્વજ સાથે રણગીતો ગાતા માતૃભૂમિના સૈનિકો-બધું ય કલ્પનાબળે વિસ્પીઆન્સ્કી મૂર્તિમંત કરે છે. વિખ્યાત ઇતિહાસ

લખ-ના નામ ઉપરથી લખાએલા 'લડેવેલમા' (લેલેવેલ ૧૮૩૦-૩૧ની ક્રાન્તિમા સ્થપાએલી ક્રાન્તિવાદીઓની શાસન સમિતિમા હતો) મહત્ત્વાકાંક્ષાના પ્રવાહોની અથડામણ અને વિરોધી કાર્યક્રમથી નેતાઓમા થતા વિસંવાદને ઘણી સુંદર રીતે રજુ કરી બતાવે છે કે ક્રાન્તિની નિષ્ફળતાનુ મૂળ આ વિસંવાદમા હતુ ફ્રેંચ કવિ ડેલાવીનના (Delavigne) 'લ વરસોવિએન' (La varsovienne)ની પ્રેરણાથી લખાએલા નાટકમા It has risen, here is the bloody day ગાતાગાતા મૃત્યુમુખમા હોમાતા યુવાનોની સરફરોશીની ગરવી કથા છે રાષ્ટ્રની મુક્તિ માટે બલિદાન થવામા જ નવજીવનનો પાયો છે એવો આ કવિનો રૌદ્ર પરંતુ શ્રદ્ધાપૂર્વકનો અભિપ્રાય હતો 'રાષ્ટ્રના સર્વશ્રેષ્ઠને હોમી દેવામા—સર્વશ્રેષ્ઠના આવા નાશમાજ નવસર્જન અને વિજય રહેલા છે" એવો સહેરા ઉત્થાનની ભૂમિકા પર રચાએલા ત્રણ નાટકોમા મેરુ સમા "નવેમ્બર રાત્રીઓ' (November Nights)માં સંકેતરૂપે છે વૉરસૉમાં ઉત્થાનના પહેલા દિવસની સંધ્યા સમયના અવ્યક્ત દૃશ્યો એમા આલેખાયા છે નિડર અને વિધિનિયત કાર્યની શરૂઆત કરવા યુવાન ક્રાન્તિવાદીઓ વિશાળ ઉપવનના છાયામાં બેઠા ભેગા થયા હોય છે એ વખતે સ્વપ્નોમ જેવા ગ્રીક પુરાણકથાના એક દૃશ્યમાં અદ્ભુત વર્ણન બતાવ્યુ છે ભૂગર્ભના અંધારમા સ્વેચ્છાએ સમાઈ એના પતિ અનતકાલ (Ruler of shades) પાસે જવા પહેલાં માતા ડીમીટરની વિદાય લેતી પરસેફોનને આપણે જોઈએ છીએ આખા યે નાટકની પ્રબળ ભાવના અને સંદેશો આ દૃશ્યમાં વેધક શબ્દોમાં કવિએ આપ્યા છે

"જીવવાની તમન્નામાં મરવાની તૈયારી હોવી જોઈએ."[3]

---

3 But it was to a more recent past, and in particular to the tragedy of Poland's national insurrection of

આ બધાં વર્ષોમાં પિલસુદ્સ્કીનું જીવન રાજકારણના પ્રવાહો સાથે જ વહેતું હતું. એના જ પ્રયત્નોથી નિરુત્સાહના અસહાય વાતાવરણમાં સ્વાધીનતાનો કજળી ગએલો અગ્નિ ચિનગારી મૂકે છે. મહા વિગ્રહમાં (૧૯૧૪–૧૮) મધ્યસ્થ સરકાર (Central Powers–જર્મની અને ઑસ્ટ્રિયા) અને મિત્રરાજ્યોના લશ્કરમાં પોલૅંડવાસીઓને પોતાના જ ભાઇઓ સામે લડવાનું હતું.

---

1831, that Wyspianski's dramatic Muse turned with even more passionate eagerness. The splendour of its bravery and sacrifice, the hopelessness of its romantic temerity, and the beauty of its vision of an actual Polish Army in the field with Polish emblem and Polish war-song, repeatedly possessed his poetic imagination. In a play in prose, called after the great polish historian "Lelewel", who was a member of the insurrectionary government, he showed with magnificent dramatic power the interaction of the ambitions and conflicting policies which unceasingly disturbed the counsels of the leaders and did much to wreck the cause. In a one-act dramatic poem, the then new song from the French of Delavigne, "La Varsovienne", . . . inspires the poet to glorify the reckless devotion of the young fighters who, with this song on their lips, went to a certain death in the unequal combat. That in this self-immolation lay promise and foundation of the nation's further life, was the poet's grim but confident belief, and this watchword of Life and Victory through Death and Defeat of the 'Nation's Best'

વિગ્રહનો ઊભો કરી રશિયા સામે લડવાને એણે મધ્યસ્થ સરકારનો પક્ષ લીધો રશિયા હારી જતા મધ્યસ્થ સરકારને સાથ આપવો છોડી દઈ જર્મની અને ઑસ્ટ્રિયાને પોલૅંડની સ્વાધીનતા જાહેર કરવાની ફરજ પાડી પિલ્સુદસ્કીએ લશ્કરી કુનેહથી મેળવેલી સ્વાધીનતાનો પેડેરેવસ્કી તથા ડમોવ્સ્કીએ પેરિસમા મળેલી મિત્રરાજ્યોની પરિષદમા (૧૯૧૮) પ્રેસિડેન્ટ વિલ્સનના ચૌદ મુદ્દામા સ્વીકાર કરાવ્યો સ્વાધીનતા માટેની જાગૃત તૈયારીથી જ આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિએ આપેલી તકનો લાભ પોલૅંડ લઈ શક્યુ એ વાત સહેજ પણ ભુલાવી જોઈતી નથી

---

is sounded still more emphatically in the greatest of the three plays based on the insurrection. In a series of titanic scenes called "The November Nights" the poet brings vividly before our eyes the memorable happenings of the evening of the outbreak in Warsaw of the insurrection. When the young conspirators are gathered in the shadows of a park to begin their wild and fateful work, we witness the striking contrast of a visionary pageant a scene from Greek mythology, the parting of Persephone from her mother Demeter before her willing descent into the dark underworld to the side of her husband the Ruler of Shades It symbolizes the same dominant idea, which is here most clearly expressed in the poignant words:

'All that is to live must die'

P 97-98 'Modern Polish Literature.' by Roman Dyboski Ph D 1924 Oxford

મહાયુદ્ધ પછી નવસર્જિત રાષ્ટ્રોમાં પોલૅંડે સૌથી વધારે સહન કર્યું છે. પ્રલયના સર્વનાશમાંથી એક રાષ્ટ્રનું નવસર્જન કરવાનું હતું. મહા વિગ્રહમાં ઘણી વખત પૂર્વ યુરોપની યુદ્ધભૂમિ પોલૅંડ હતું.[13] દેશના વિસ્તારના ૮૭ ટકા જેટલા ભાગમાં યુદ્ધભૂમિ હતી. મકાનો, શાળાઓ અને ખેડૂતોનાં રહેઠાણો મળી ૧૮ લાખ મકાનોનો નાશ થયો હતો. ખેતરો પડતર જમીન જેવાં થઇ ગયાં હતાં. ઢોરો વસુકી ગયાં હતાં. ૬૩ ટકા રેલવે સ્ટેશનો, શહેરોને પાણી પૂરૂં પાડવાનાં બાંધકામોનો ૮૧ ટકા જેટલો ભાગ તથા ૨૪૦૦ રેલવેના પૂલોનો નાશ થયો હતો. દેશને લશ્કર નહોતું, કેળવણીખાતું નહોતું, કારોબારી વહીવટની એકે સંસ્થા નહોતી.

નવરચનાનું કામ થઇ શકે એ પહેલા પોલૅંડને સોવિયેટ રશિયા સાથે લડવું પડ્યું. વૉરસૉના વિગ્રહમાં (૧૯૨૦) રશિયાનો પરાજ્ય થયો. વર્ષોની ગુલામી ભોગવતી પ્રજાને સ્વાધીનતા મળી એટલે આંતરકલહ અને વિખવાદ વધી પડયો. રિપબ્લીકના પ્રમુખનું ખૂન થયું અને પિલસુદ્સ્કીએ રાજકારણમાંથી નિવૃત્તિ (૧૯૨૩) લીધી.

વિભક્ત પોલૅંડના ત્રણે વિભાગના સામાજિક જીવનમાં એકતા નહોતી. લોકશાસન પર રચાએલાં બંધારણમાં પ્રમુખને નામની જ સત્તા હતી. દેશને સ્થિર રાજતંત્રની જરૂર હતી એ વખતે રાજકારણમાં પક્ષભેદે તીવ્રરૂપ લીધું. એક પછી એક પ્રધાનમંડળો બદલાતાં ગયાં. ૧૯૨૬માં પોલૅંડના ચલણની કીમત ઘટી ગઈ આંતરરાષ્ટ્રીય સંબંધમાં પોલૅંડની આંટ જતી રહી. લશ્કરની

---

13 Poland since the Great war. by Janusz Radziwill.

વ્યવસ્થામાં અણુવગતા ટેરફાર સૂચવાના હતા રાજની લગામ પિલસુદ્સ્કીને સોપવા પ્રજાનો મોટોભાગ ઉત્સુક હતો પિલસુદ્સ્કીએ નિવૃત્ત જીવન છાડી લશ્કરની મદદથી રાજધાનીનો કબજો લઇ પાર્લામેન્ટને રાજીનામુ આપવાની ફરજ પાડી. મુખત્યાર થવાને બદલે પાર્લામેન્ટની નવેસરથી ચુંટણી કરાવી એ પછી પોલૅંડનુ રાજકારણ પિલસુદ્સ્કીએ દોરવ્યુ છે દેશના અંદરના વહીવટમા મૂડીવાદીઓ કરતા શ્રમજીવીઓ તરફ એ વધારે ઢળેલો હતો આ વર્ષોમા રાજની મદદથી દેશની ઔદ્યોગિક પ્રગતિને વેગ મળે છે રેલવેની નવેસરથી રચના કરવામા આવે છે નોંધ કરેલી ખેતીની નવરચના (Agrarian Reforms) ઘણી અગત્યની છે પ્રાચીન રોમમા આફ્રીના (Grachi) ખેતીના સુધારાની યોજનાની જેમ એક માનિખની જમીનનો વિસ્તાર નક્કી કરવામા આવે છે તેમજ ખેડૂતોની માલિકીની જમીનના ઘણા નાના ટૂકડા થઈ ન જાય એવા કાયદા ઘડાય છે વધારાની જમીન રાજ્ય તરફથી નક્કી કરેના દરે ખેડૂતોને વહેંચી આપવામા આવે છ પૂર્વ યુરોપના બીજા દેશોમા પોલૅંડના ખેતીના સુધારા જેવા સુધારા દાખલ થયા છે નવા બધારણમા યાહૂદીઓ અને અન્ય ધર્મીઓને સમાન હક છે

બહારના જગત સાથ વેપાર માટે ડાન્ઝીગનુ આન્તરરાષ્ટ્રીય બારૂ પોલૅંડનુ મુખ્ય બંદર હતુ, પરતુ પડોશના રાજ્યો સાથે એને લીધે જ અથડામણ નોતરવાના પ્રસગો ઊભા થવાની બીક રહેતી હોવાથી બાલ્ટિકને કિનારે બાધેલ ગડિનીયા (Gdynia)નુ નવુ બારૂ અર્વાચીન ઔદ્યોગિક વિકાસનો સુદર પુરાવો છે ૧૯૨૪મા માછીમારોના થો ા ઝૂપડાઓથી વસાએલુ નાનું ગામડુ હતું ત્યા ૧૯૩૫મા પચાસ હજારની વસ્તીવાળુ બધી સગવડોવાળુ બારૂ છે

ઓગણીસમા સદીમાં અને વીસમી સદીની શરૂઆતમાં પાર્લામેન્ટની રાજ્યપદ્ધતિને લોકશાસનની શ્રેષ્ઠ સંસ્થા ગણવામાં આવતી હતી. ઇંગ્લંડનું બંધારણ બ્રિટિશ પ્રજા અને સામ્રાજ્યની જરૂરિયાતો ઉપરથી ઘડાયું છે, જ્યારે યુરોપની પાર્લામેન્ટરી પદ્ધતિનું ઘડતર ફ્રેન્ચ બંધારણ ઉપરથી થયું છે. યુરોપમાં સામાજિક સંબંધોનું ધોરણ ઇંગ્લંડ કરતાં જુદું જ છે. એટલે અઢારમી સદીના ફ્રેન્ચ વિપ્લવના જમાનાના આદર્શો ઉપર રચાએલું બંધારણ યુરોપમાં ફાવી શક્યું નહિ. મહાવિગ્રહ પછી પાર્લામેન્ટની પદ્ધતિ દરેક દેશને ત્વરિત અને સર્વદેશીય પ્રગતિમાં વિઘ્નરૂપ લાગવા માંડી અને યુરોપમાં સરમુખત્યારનો જમાનો શરૂ થયો. પોલૅંડના બંધારણમાં એ બંને પરિસ્થિતિમાં મધ્યમમાર્ગ લેતું, લોકશાસનના પ્રમુખમાં કેન્દ્રિત થતી સત્તાનું સ્વરૂપ ઘડેલું છે. પિલ સુદ્દસ્કીની પ્રેરણાથી તૈયાર થએલું બંધારણ એનું સાચું સ્મારક છે.

૧૯૩૫ની ૨૩મી એપ્રિલે પિલસુદ્દસ્કીની લિજીઅનોના રણગીતો ગાતાં ગાતાં ભારે ઉત્સાહ અને આનંદમાં પાર્લામેન્ટે એ બંધારણ પસાર કર્યું. એ બંધારણના પહેલા પ્રસ્તાવની બીજી કલમ રાષ્ટ્રની ઐતિહાસિક એકતાની સૂચક છેઃ

> પ્રજાના ઉત્તમોત્તમ પુત્રોના યત્ન અને કુરબાનીથી પુનર્જીવિત થએલું આ રાષ્ટ્ર ઐતિહાસિક વારસા રૂપે પેઢી દર પેઢી સોંપવાનું છે.[૪]

બર્કના ઉદાર શબ્દોમાં કહીએ તો રાષ્ટ્રને ભાગીદારી ગણવામ

[૪] Art. 1. No. 2. Resurrected by the efforts and sacrifice of its worthiest sons it is to be bequethed as a histori heritage from generation to generation (Constitution o the Republic of Poland)

આવી છે–સમકાલીન પ્રજાની જ નહિ પરંતુ સાંપ્રતની ઇતિહાસ સાથેની અને સાંપ્રતની ભવિષ્યની પ્રજા સાથેની.

પોલૅંડની કવિત્રિપુટીએ મહાપ્રજાઓનો નવસર્જનમાં ઇશુની શહાદતનો આદર્શ પ્રજા સમક્ષ રાખ્યો હતો. એ કદાચ વધારે પડતું હોય તો યે સ્લોવાટ્સ્કીના શબ્દો યાદ કરીને આ સમાલોચના પૂરી કરીશું:

> પ્રજાઓ શહાદતમાંથી જન્મે છે. શહેરની ફરસબંધી મુરદાંઓથી રચાય છે. અંતે તો પ્રજાનો જ જય છે.[૫]

---

૫ "Lo! The Nations rise from the dead. Lo! of corpses are pavements of Cities. Lo! the people prevail."
From Anhelli by Slowcki



જોસેફ પિલસુદ્સ્કીની માતા
માદામ પિલ્સુદ્સ્કા—મેરીના બિલેવિચ

## પ્રકરણ ૧ લું

## ૧૮૬૨નું યુરોપ—ઝુવુક્માં શૈશવ—વિઘ્નો—કેદી

બે વખતના ઉત્થાનમાં (૧૭૯૪ અને ૧૮૩૦–૩૧) નિષ્ફળ થયા પછી પશ્ચિમ યુરોપ પોલૅંડનું અસ્તિત્વ ભૂલી ગયું હતું. ક્રીમિયન વિગ્રહ (૧૮૫૪) પછી એલેક્ઝાન્ડર પહેલા અને બીજાના સમયમાં રશિયામાં પ્રજાને અનુકૂળ થવાના પ્રયત્ન થતા હતા. રશિયામાં આબાદીના ચિહ્ન જણાતાં હતા. ૧૮૬૧માં ગુલામી નાબૂદ કરવાની જાહેરાત (Emancipation of serfs)થી રશિયાની અંદરનું વાતાવરણ પણ શાંત હતું. ૧૮૬૨ માં પ્રિન્સ બિસ્માર્ક પ્રુશિયાનો મિનિસ્ટર પ્રેસિડન્ટ થયા પછી જર્મન રાજ્યપ્રકરણમાં લશ્કરી દષ્ટિબિંદુ વધતું જતું હતું. ફ્રાન્સમાં ત્રીજો નેપોલિયન ઇટલીના રાષ્ટ્રવાદીઓને લશ્કરી મદદ મોકલતો હતો. પરંતુ પ્રુશિયા, રશિયા અને ઑસ્ટ્રિયા વચ્ચે વહેંચાએલા પોલૅંડને માટે કોઇ કશું કરી શકે એમ નહોતું. ઇંગ્લંડમાં પામર્સ્ટન વિદેશમંત્રી હતો, અને એ વખતે યુરોપના રાજ્યપ્રકરણમાં ઇંગ્લંડ આગેવાની લેતું નહોતું.

છતાં યે પોલૅંડવાસીઓ પોતાનું અસ્તિત્વ ભૂલ્યા નહોતા. બોનાપાર્ટના સૈન્યમાં યુરોપના અનેક યુદ્ધોમાં લડી આવેલા પોલૅંડવાસીઓનું પ્રિય ગીત હતુંઃ

અમે જીવીએ છીએ ત્યાંસુધી તો પોલૅંડ પરાજિત નથી. વિદેશી-

એઓએ આક્રમણે લઈ લીધું છે તે અમે તલવારથી પાછું લઈશું'[1]

રાષ્ટ્રભાવનાથી પ્રેરાઈ એકતા મેળવવાના પ્રયત્નો તરફ ઝારનું પોલીસખાતું નજર રાખી રહેતું. પ્રજાના અગ્રણીઓને પકડવાની તક જવા દેવામા આવતી નહોતી વૉરસૉમા દરોડા પાડી હથિયારો વગેરે જપ્ત કરવામા આવતા ૧૮૬૨મા પેરિસમા હથીઆરો ખરીદાયાની વાતો આવી ઘણા માણસો પકડાયા ક્રાન્તિની તૈયારી થઈ રહે એ પહેલા જ લોકોને ઉત્તેજિત કરવાનો ઝારશાહીએ નિશ્ચય કર્યો. ૧૭૯૪ના ઉત્થાનના પ્રણેતા કોશિયુસ્કોને અંજલિ આપવાને વૉરસૉના નાગરિકો ભેગા થયા હતા એ વખતે બે હજાર નાગરિકોને પકડવામા આવ્યા રાષ્ટ્રવાદી ભદ્ર લોકના પુત્રોને લશ્કરમા જોડાવાની ફરજ પાડવામા આવી

૧૮૬૩ની પોલૅન્ડની ક્રાન્તિમા વ્યવસ્થિત યુદ્ધો નહોતા શહેરીઓને ખેડૂતોનો પૂરતો સાથ મળ્યો નહિ હથિયારો નહોતા લશ્કરી તાલીમવાળા સૈનિકો અને સેનાનીઓ નહોતા એમને તો આત્મવિશ્વાસથી જ પોલૅન્ડને સ્વાધીન કરવુ હતુ. રશિયા, પ્રુશિયા અને ઑસ્ટ્રિયાના લશ્કરોએ દોઢ વરસ લડાઈથી ક્રાન્તિને શમાવી દીધી એ પછી ઝારની સરકારે પોલૅન્ડમા ભારે દમનનીતિ ચાલુ રાખી રશિયન પોલૅન્ડના 'કૉંગ્રેસ કિંગ્ડમ' નામે એક જ

---

૧ Poland is not yet vanquished
While we are still living
That which foreign violence from us grasped
We shall regain by the sword

જોસેફ વાઇબિકીએ (૧૭૪૭-૧૮૨૨) લખેલા રાષ્ટ્રગીતની પ્રથમની પંક્તિઓ

નાના વિભાગમાં સેંકડોને ફાંસી અપાઇ, હજારોને સાઇબીરિયા મોકલવામાં આવ્યા.

૧૮૬૩ તો એક સ્વપ્નું થઇ ગયું. રાષ્ટ્રકવિ મિટ્સકિએવિચે ૧૮૩૦–૩૧ પછી લખ્યું હતું તેથીયે વધારે અસહાય સ્થિતિ હતી.

માતૃભૂમિ પોલૅંડ! હજી હમણાં જ તને કબરમાં સુવાડેલી છે. તારી પ્રશસ્તિ ગાવાની યે કોઈનામાં તાકાત નથી.[૨]

પોલૅંડની સ્વાધીનતા, કવિઓના તરંગ, માતાઓનાં આંસુ જ હતાં.........૧૮૬૩ પછી રાષ્ટ્રશોકના વાતાવરણમાં પિલસુદ્સ્કીનો જન્મ થયો.

**૧**૮૬૭ની ૫ મી ડિસેમ્બરે ઝુલુફની જાગીરમાં જોસેફ પિલસુદ્સ્કીનો જન્મ થયો. તોફાનવાળી એ ઠંડી રાતે બરફ જોશભેર પડતું હતું, મોડી રાત સુધી ઘરમાં દીવા સળગતા જોઇ કૅમ્પમાંથી પાછા ફરતા રશિયન સૈનિકોને કાવત્રાંખોરો ભેગા થયા હોવાની શંકા થઈ. નજીક આવીને એમણે બારણું ઠોક્યુ. એમની પૂછપરછના જવાબમાં ઘરના માલિકે કહ્યું, 'હમણાં જ મારે ત્યાં પુત્રનો જન્મ થયો છે. અહીં કોઇ કાવત્રાંખોર-નથી.'

એ ઘરમાં કાવત્રાંખોર તો હતો જ પણ ઘણાં વર્ષો પછી ઝારશાહીને એની ખબર પડી.

માદામ પિલસુદ્સ્કાને (મેરીઆ બીલેવિટસ) એના પિતા તરફથી વારસામાં મળેલા જમીનદારીના ગામમાં જોસેફના પિતાએ વાસ કર્યો હતો. પિલસુદ્સ્કીઓ તથા બીલેવિટસ લિથુઆનિયાના

૨ "O mother Poland! Thou wast so lately laid in the grave. No man has the strength to speak of thee!"

રાજકુટુંબની શાખાના પ્રતિષ્ઠિત વંશજો છે. જોસેફના પિતાએ વિદ્યાપીઠની કેળવણી લીધી હતી. કૃષિવિદ્યાનો એણે અભ્યાસ કર્યો હતો; અને પોતાની જાગીરની ખેતીમાં એ વિષયના જ્ઞાનનો ઉપયોગ કરવાની એની યોજનાઓ હતી. જમીનદારીના ગામમાં ઘણા કારખાનાં એણે શરૂ કર્યાં. ઈંટો બનાવવાની ભઠ્ઠી, ટરપેન્ટાઇન ફૅક્ટરી, દારૂ ગાળવાની ભઠ્ઠી અને અનાજની મીલો બાંધી. નવી યોજનાઓ ઘડવામાં આગળના પ્રયત્નો તરફ ઓછું લક્ષ રહેતું એટલે એમાંથી પૈસા મળી શક્યા નહિ અને દેવામાં ઊતરવું પડ્યું.

૧૮૬૩ની ક્રાન્તિમા એના કુટુંબીઓએ પણ ભાગ લીધો હતો. એમનો એક પિત્રાઈ સાઇબીરિયામાં કેદી હતો, બીજો એક સ્વાધીનતાની લડતમાં જ માર્યો ગએલો, અને બીજાની મિલકત પણ જપ્ત થએલી. આંખે જોઈ શકતી નહોતી એવી વૃદ્ધ દાદીએ અને કુટુંબની સ્ત્રીઓએ પણ જેલ નિવાસ ભોગવ્યો હતો. એ ક્રાન્તિની નિષ્ફળતાથી માદામ પિલસુદ્સ્કાને ઘણું દુઃખ થતું. એ સ્મરણો એની આંખમાં આંસુ લાવતાં અને મૌ. પિલસુદ્સ્કીનું કપાળ કરચલીઓથી શોકગ્રસ્ત થતું.

૧૮૭૪માં એમની બધી મિલકત, ચૂનો પકવવાની ભઠ્ઠી, કારખાનાં અને મકાન વગેરે આગથી નાશ પામ્યાં. ગરીબ અને દેવાદાર પિલસુદ્સ્કીઓ વિલ્નો જઈને રહ્યા. ત્યાં ઝીયુક (જોસેફ) અને એનો મોટો ભાઈ બ્રોનિસ્લાવ રશિયન શાળામાં દાખલ થયા.

દરેક પરાધીન રાષ્ટ્રનું થાય છે એમ, ૧૮૬૩ની ક્રાન્તિ નિષ્ફળ થયા પછી ઝારનું શાસન વધારે સખત થતું ગયું. એ ક્રાન્તિને દાબી દેનાર રશિયન જનરલ મુરાવિયેવ રશિયન પોલૅંડનો ગવર્નર હતો. પ્રજા ઉપર એણે ભારે દંડ નાખ્યા હતા. અને રાષ્ટ્રભાવના કચડી નાખવા એણે જે ભારે શિક્ષા કરેલી તેથી



જોસેફ પિલસુદસ્કીના પિતા

એને "ફાંસીખોર"નું બિરુદ મળેલું. માતૃભાષાનું શિક્ષણ આપવાની પણ મનાઈ હતી. બીજા વિષયો રશિયન ભાષા મારફત શીખવવામાં આવતા. વિનયમંદિર અને વિદ્યાપીઠોમાં સામાન્ય વાર્તાલાપમાં પણ પોલ ભાષા વાપરવાની મનાઈ હતી. બાર વર્ષના એક નિશાળીઆને વર્ગમાંથી બહાર નીકળતાં પોતાના ગોઠીઆને "ચાલ આપણે સાથે ઘેર જઈએ" એટલા શબ્દો સ્વભાષામાં કહેવા માટે ચોવીસ કલાક અંધારી કોટડીમાં પૂરવામાં આવ્યો હતો.

નાનપણથી જ જોસેફનો સ્વભાવ આકરો હતો. ભાઈબહેન અને નિશાળના મિત્રોમાં પોતાનું જ ધાર્યું કરવાની એને ટેવ હતી; અને એ પ્રયત્નમાં પોતાની બધી શક્તિઓનો એ ઉપયોગ કરતો. નીડરતા કેળવવા માટે અંધારી ઓરડીઓમાંથી વસ્તુઓ લાવવાની રમતો ગોઠવતો.

પોલેંડના સ્વાતંત્ર્ય માટે જીવન આપનાર વીરપુરુષોને રશિયન શાળામાં વિદ્રોહી તરીકે ઓળખાવવામાં આવતા. જેની સ્મૃતિ બાલમાનસમાં શૌર્ય અને ચેતન પ્રેરતી તે ક્રાન્તિને મુક્તીભર આદર્શવાદીઓના બળવા તરીકે ઓળખાવવામાં આવતી. ગૂંગળાવી નાખે એવા પ્રજાજીવનમાં કલ્પનાને પ્રેરણા આપે એવું કશું જ નહોતું. રમતો સિવાયના વખતમાં ચોપડીઓમાં એ દટાઇ રહેતો. લડાઈનાં વર્ણનનાં પુસ્તકો એને ખૂબ ગમતાં. ગ્રીક અને રોમન ઇતિહાસમાંની વીરકથાઓ અને નેપોલિયનના ભભકભર્યા વ્યક્તિત્વથી અંકાએલી નવલકથાઓ તે વાચતો. નેપોલિયનનું જીવન એક મહાકાવ્ય જેવું એને લાગતું.

માદામ પિલસુદ્સ્કા વાત્સલ્યના અમી સાથે દેશપ્રેમનું અમી પણ સીંચતી હતી. રાષ્ટ્રભાવનાનો દીપક જ્વલંત રાખનાર

પોલૅંડના કવિઓ અને લેખકોનાં પુસ્તકો ઘરમાં રાખવાની મનાઈ હતી; એ વખતે માદામ પિલસુદસ્કીએ બાળકોને પોલૅંડનો ઇતિહાસ અને પોલૅંડના કવિઓનો સારો અભ્યાસ કરાવ્યો હતો. માદામ પિલસુદસ્કીને કવિઓમાં ક્રાપિન્સ્કી ઘણો પ્રિય હતો. એના સમયનું અસહાય પ્રજાજીવન અભિપ્રેત રાખીને, પ્રાચીન કાળની ગ્રીક કથામાં ગૂંથી એણે "ડ્રીડિયન" નામે નાટક લખેલું છે. પરંતુ ઝીયુકને તો બાઇબલના જેવી સરળ ગંભીર શૈલીમાં લખાએલાં, બંધુત્વ અને સમાનતાની ભાવનાવાળાં સ્લોવાટ્સ્કી કાવ્યો ગમતા.

"ઘુ ઊઠ જાગ ચિરંજીવિત રાષ્ટ્ર તારો,[1]"

એ લીટી એને ઘણી ગમતી.

"પાન ટાડ્યુસ" નામનું મહાકાવ્ય પોલૅંડને આપનાર મિટ્સકિએવિચ અને સ્લોવાટ્સ્કી જે વિદ્યાપીઠમાં ભણ્યા તે વિલ્નોની શાળામાં એ તથા એનો મોટોભાઈ બ્રોનિસ્લાવ દાખલ થયા. ભણવામાં એ બહુ હોશિયાર નિશાળીઓ નહોતો, પરંતુ દરેક વરસ અત્રાંત પરીક્ષામાં એ સફળ નીવડતો હતો. રાજ્યતંત્રની વધતી જતી સખ્તાઈ અટકાવી શકાતી નહોતી એ જોઇ એનું અંતર બળી જતું. દેશવાસીઓનું માનભંગ એનાથી સહન થતું નહોતું. ઘણી વખત ક્રોધથી એનું મોં રાતુચોળ થઈ જતું. 'રૂંધી નાખતી દમનનીતિ અને શાસિત પ્રજાને પામર જંતુની જેમ છુંદી શકાય છે એ વસ્તુસ્થિતિ ઘંટીના પડની જેમ એનું હૈયું દબાવી રહેતી.'

આખો વખત ક્રાન્તિના જ વિચારો એને આવતા. રશિયામાં ઝારશાહીની સામે "નારોડના વોલ્યા" (Peoples Will) –પ્રજામત–નામની સંસ્થાની પ્રવૃત્તિઓ બધે જાણીતી હતી. વિલ્નો

[1] Go, work, be active, because your nation is great.

યને પોલૅંડના બીજા શહેરોમાં એના પડઘા સંભળાતા હતા. ાથોસાથ રશિયામાંથી જ સમાજવાદી વિચારો બધે ફેલાતા ારસૉની સમાજવાદી સંસ્થા "પ્રોલેટેરીઆટ"નું જોર નબળું પડી ાયું હતું અને એના સૂર વિલ્નો સુધી પહોંચે એમ નહોતું. વળી એ સ્મયતના વૉરસૉના સમાજવાદીઓમાં પ્રબળ રાષ્ટ્રભાવના નહોતી. ાષ્ટ્રભાવના વિનાના સમાજવાદમાં એને ખાસ આકર્ષણ નહોતું.

અઢારમે વર્ષે માધ્યમિક શાળાનો અભ્યાસ પૂરો કરી રહેતાં, સ્લોવાટ્સ્કીનાં કાવ્યોનું અમી સીંચી "સ્વાધીનતા" અને "સ્વદેશ" એ શબ્દો પાછળ રહેલી ભાવના જેણે પ્રકટાવી તે માતાનું (૧૮૮૪માં) અવસાન થયું.

પહેલાં તો સેંટ પિટર્સબર્ગમાં વિજ્ઞાનનો અભ્યાસ કરવાનો એને વિચાર હતો. પરંતુ પોલૅંડના વિદ્યાર્થીઓને દાખલ થવાની ત્યાં ઘણી મુશ્કેલી હતી, એટલે દાક્તરીનો અભ્યાસ કરવા માટે૧૮૮૫મા એ ખારકોવ ગયો ત્યાંનાં પોલીશ વિદ્યાર્થીઓનું માનસ રશિયાના ક્રાન્તિવાદીઓની વિચારસરણી તરફ ઢળેલું હતું. તે વિદ્યાર્થીઓ એને "નારૉડના વોલ્યા" જેવાં છૂપાં મંડળોમાં લેવા પ્રયત્ન કરતા પરંતુ એમના સમાજવાદી અભ્યાસક્રમની બેઠકોમાં ભાગ લેવા સિવાય એને વધારે આકર્ષણ નહોતું. વૉરસૉની સમાજવાદી સંસ્થા "પ્રોલેટેરીઆટ"ની પ્રવૃતિ અવ્યવસ્થિત થઈ ગઇ હતી. એમાંના કેટલાક સભ્યો પર મુકદમો ચાલતો હતો. એના થોડા સમાચાર એને મળ્યા હતા. આ બધું જોયા પછી સમાજવાદી કાર્યક્રમના પ્રચાર માટે એકાદ સંસ્થા સ્થાપવાની એને ઘણી અગત્ય જણાઈ.

રજાના દિવસોમાં વિલ્નો આવતાં પિટર્સબર્ગથી આવેલા કેટલાક વિદ્યાર્થીઓ અને વિલ્નોની શાળામાંના સહાધ્યાયીઓને

મળીને એક પત્રિકા કાઢવાનો એણે નિર્ણય કર્યો અને દેશને અનુકૂળ કાર્યક્રમ તૈયાર કર્યો. બીજે વર્ષે દાખલ થવાના પત્રકમા નંબરી વિગતો બરાબર ન હોવાથી ખારકોવની વિદ્યાપીઠે એને લેવાની ના પાડી એટલે થોડો વખત વિલ્નોમા ગાળી વધુ અભ્યાસ માટે વિદેશ જવાનો એણે નિર્ણય કર્યો એ દિવસોમા એણે સમાજવાદી પત્રિકાઓ તથા વિબનેકનુ 'In Defence of Truth (સત્યના બચાવમા) તથા મ્લોટ (mlot) વાચ્યા, તથા માર્ક્સના 'કૅપીટલ'નો અભ્યાસ કર્યો. મનુષ્ય કરતા યે એને હાવે થતી વસ્તુઓને માર્ક્સે આપેલુ પ્રાધાન્ય એને રૂચ્યુ નહિ પણ માર્ક્સના વાચનથી સામાજિક પ્રશ્નો વિષેનુ એનુ દષ્ટિબિંદુ વિશાળ થતા સમાજવાદમા ઊંડો ઊતર્યો, અને અજાણપણે માર્ક્સની વિચાર પદ્ધતિ એને અસર કરવા માડી

વિલ્નોના કામદાર અને મજૂર વર્ગ સાથે એનો પરિચય વધતો હતો એમની પાસે નિર્ણયાત્મક કાર્યક્રમ હતો નહિ એટલે રાષ્ટ્રીય અસ્મિતાના વિઘાતક રશિયન તત્રમા પ્રજાજીવન કેમ જીવતુ રહે તેવા પ્રયત્નો કરવા તરફ તેઓ લક્ષ રાખતા

૧૮૮૭ની શરૂઆતમા રશિયાના ઝાર એલેક્ઝાન્ડર ત્રીજાને મારી નાખવાનુ કાવત્રુ રચાયુ એમા સબધ હોવાના અકસ્માતથી બ્રોનિસ્લાવને પિટર્સબર્ગમા પકડવામા આવ્યો અને એને સાખાલી નના પીનલ સેટલમેંટમા ૧૫ વરસ રહેવાની સજા થઈ જોસેફને વિલ્નોમા પકડવામા આવ્યો આ કાવત્રા સાથે એને સબધ નહોતો છતા પણ પોલૅંડની રાષ્ટ્ર ભાવના જાગૃત કરવાના એના પ્રયત્ન ઝારના પોલીસ ખાતાની જાણમા હતા અને તેઓ આવી તક ગુમાવે એવુ નહોતુ પૂર્વ સાઈબીરિયામા પાચ વર્ષની દેશનિકાલની એને સજા થઇ.

# પ્રકરણ ૨ જું

## ઇર્કુટ્સ્ક જેલમાં બળવો–સાઇબીરિયા–કૉમરેડ વિક્ટર

કેદીઓની ટુકડીને સાઇબીરિયા પહોંચતાં લગભગ ત્રણ મહિના થતા. દેશ અને સંબંધીઓથી લાંબા વખત માટે છૂટા પડેલા કેદીઓમાં અસંતોષ સહેજે રહેતો; અને અધિકારીઓ સાથે તકરાર થવાના પ્રસંગો અવારનવાર થયા કરતા.

માર્શલ પિલસુદ્સ્કી એમનાં સ્મરણોમાં લખે છે:

'મારે કબુલ કરવું જોઇએ કે ઘણી તકરારો માટે અમે જવાબદાર હતા. કેદીઓને આપવામાં નહિ આવતી વસ્તુઓની અમે માગણી કરતા. કેટલાક સારા અધિકારીઓ ખુશીથી અમારી માગણીઓ સંતોષતા. અમારા તરફ "નમ્ર પરંતુ સખત" (polite but severe) થવાની સૂચનાના પાછલા શબ્દનું પાલન કરવાને જ ઘણાખરા અધિકારીઓ ટેવાએલા હતા. અધિકારીઓને મોકલવામાં આવતાં લાંબા નિવેદનથી અમારી બધી તકરારોનો અંત આવતો.'

ઇર્કુટ્સ્ક આવ્યા પછી એ ટુકડીમાંના થોડા કેદીઓને સાઇબીરિયાના દૂરના ભાગમાં મોકલવાના હતા. એ માટે લેનાના પાણી થીજીને બરફ થાય એવા શીઆળાના દિવસોની રાહ જોવી પડતી. પિલસુદ્સ્કીને તો ઘણે દૂર આવેલા કિરેન્સ્કમાં જવાનું હતું. એ વિભાગ માટે બીજા કેદીઓનો જથ્થો આવે ત્યાં સુધી એમની ટુકડીને થોભવું પડ્યું. પુરુષ કેદીઓ ઉપરાંત, એમની સાથે સ્ત્રી કેદીઓ પણ હતી. દિવસના વખતમાં કેદીઓને

જેલમાં હરવાફરવાની છૂટ હતી. ચોપડીઓ વાંચવામાં કે શેતરંજ રમવામાં કેદીઓનો વખત પસાર થતો. કોઈ વખત ઉપરી અધિકારીઓ કે પૂર્વ સાઈબીરિયાનો ગવર્નર જનરલ કાઉન્ટ ઇગ્નાશીએવ પણ આવી જતો. આને પરિણામે કેદીઓને મળતી છૂટ ઉપર કાપ મૂકવામાં આવતો. અધિકારીઓ આવે તે વખતે કેદીઓ પણ ફરિયાદો લઈ હાજર થઇ જતા. સગાંસ્નેહીઓના પત્રોની આતુરતાથી રાહ જોવાતી તે પત્રો પ્રોક્યુરેટરની ઑફિસમાં દિવસો સુધી પડ્યા જ રહેતા. વિરોધ બતાવવા કેદીઓએ સખત શબ્દોમાં એક અરજી લખી મોકલી. પ્રોક્યૂરેટર આથી વધારે ગુસ્સે થયો અને કેદીઓને મળતી બધી છૂટ બંધ કરવા પ્રયત્ન કરવા લાગ્યો.

તેમનામાંના એક કેદી સિરેલીકને સ્ત્રી કેદીઓમાંથી એકની સાથે પ્રેમસંબંધ થયો. એ બેઉને કલાકેક મળવા દેવામાં આવતાં. એક દિવસ સિરેલીક અને પેલી સ્ત્રીકેદી વાતોમાં હતા, એવામાં દારોગો આવી પહોંચ્યો. સિરેલીકનું ધ્યાન નહોતું એટલે સલામ કરી નહિ અને એને બોલાવ્યો પણ નહિ. દારોગાએ ગાળો આપવી શરૂ કરી. સિરેલીક પણ એનાથી ઊતરે એમ નહોતો. વાત વધી જતાં એને ત્રણ દિવસની એકાંત જેલની સજા થઇ. સિરેલીકે ઓરડામાં દોડી આવીને બધી હકીકત કહી. કેદીઓએ ભેગા થઇને આ સજાનો અમલ નહિ થવા દેવાનો નિશ્ચય કર્યો. એને લઇ જવા માટે સૈનિકોને લઇને વૉર્ડર આવી પહોંચ્યો. બળજબરી વાપરવાની જવાબદારી લેવાની વૉર્ડરની અને બીજા નાના અધિકારીની હિંમત ચાલી નહિ. કેદીઓની તોફાની વર્તણૂકનું તહોમતનામું ઘડીને એ દિવસે એ લોકો ચાલ્યા ગયા. નિયમ પ્રમાણેની અરધા કલાકની રજા સિવાય બધાને આખો

દિવસ ઓરડીમાં પૂરી રાખવાનો હુકમ નીકળ્યો. બીજે દિવસે વહેલી સવારે આ હુકમનો અમલ થવા માંડ્યો એટલે બારણાં તોડીને કેદીઓ બહાર નીકળી આવ્યા. સહેલાઈથી મળેલા આ વિજયથી કેદીઓ આનંદમાં હતા. સાંજ સુધી જેલના અધિકારીઓ દેખાયા નહિ. અંધારૂં થવા આવ્યું એવામાં સૈનિકો આવી પહોંચ્યા. પોલીસ કમાન્ડન્ટ તથા જેલના અધિકારીઓ પણ આવ્યા. બધા કેદીઓને બીજી જેલમાં લઈ જવાના છે એમ જણાવવામાં આવ્યું. કેદીઓને તો અધિકારીઓ પાસેથી કબુલાત જોઈતી હતી કે એમના ઉપર સખ્તાઇ કરવામાં નહિ આવે.

કોઇપણ જાતની કબુલાત આપવાને જેલર બંધાતો નહોતો. આ રકઝકમાં જેલરનો મીજાજ ગયો. સૈનિકોને હુકમ થતાં તેઓ કેદીઓ પર તૂટી પડયા. ઓરડાના ખૂણામાં કેદીઓ ભરાતા હતા. સૌથી પહેલી હારમાં પિલસુદ્સ્કી હતો. રાયફલના કુંદાની ઝડી વરસતી હતી. એક હાથ ઊંચો કરી બંદૂકનો ઘા ચુકાવવા જતાં બીજી બાજુએથી ઘા પડવા લાગ્યા. . . . . . આંખોમાંથી લોહી વહેવા માંડ્યું. બીજી ક્ષણે એ બેશુદ્ધ થઇ નીચે પડયો. તેર કેદીઓમાંથી છેવટ સુધી ત્રણ જણા ટકી શકયા. એમને બહાર ઘસડી લઈ ગયા. બે સીપાઇઓના ટેકાથી અર્ધજાગૃત અવસ્થામાં પિલસુદ્સ્કી ખેંચાતો હતો. ભાન આવતાં એમના હાથમાંથી છૂટીને એ બારણા તરફ દોડયો; પણ રસ્તામાં જ પડી ગયો. એક સૈનિકે એના મોં પર બંદૂક મારી. મોં અને નાકમાંથી લોહીની ધારા વહેવા માંડી. આ જોઇને એક અધિકારીને દયા આવી. એણે પેલા સૈનિકને ઠપકો આપ્યો. એ જરા શરમાયો, અને લોહીથી ખરડાએલું પિલસુદ્સ્કીનું મોં લૂછવા લાગ્યો.

બીજે દિવસે એમને ખબર પડી કે ત્રણ કેદીઓને છૂટા પાડવામા આવ્યા હતા. એમને પાછા લાવવામા ન આવે ત્યાં સુધી બધા કેદીઓએ અપવાસ શરૂ કર્યા. ત્રીજે દિવસે એ કેદીઓને લાવવામા આવ્યા. બળવાનો એવી રીતે અંત આવ્યો.

થોડા દિવસ પછી ૨૦મી ઑક્ટોબરના એ બળવા માટે કામ ચલાવવામાં આવ્યુ. 'સશસ્ત્ર બળવા'નો આરોપ એમના ઉપર મૂકાયો હતો. ગમે એવા ખોટા પુરાવા રજૂ થયા હોય તો યે કોર્ટના કામકાજમા કેદીઓએ ભાગ લીધો નહિ દરેક કેદીની સજામા વધારો કરવામા આવ્યો.

અઠવાડીઆ પછી સેનાના પાણી થીજ્યા અને કેદીઓની ટુકડીને કિરેન્સ્ક લઈ જવામાં આવી. ઇર્કુટ્સ્કના બનાવોથી પિલસુદ્સ્કીને ઘણો ક્ષોભ થયો. મુઠ્ઠીભર અશસ્ત્ર કેદીઓ પર તૂટી પડેલા હથીઆરબંધ સૈનિકોનું ચિત્ર આંખ સામે આવતા વર્ષો પછી યે એને કપારી આવતી

કિરેન્સ્કમા વરસનો મોટો ભાગ સખત ઠંડી પડતી. પિલસુદ્સ્કીની તબિયત નરમ રહેવા લાગી. એ વરસ પછી એને ચીનની સરહદની થોડે દૂર આવેલા ટુન્કામા ખસેડવામા આવ્યો. આ વિશાળ પ્રદેશની વનભૂમિ અને મોટા મેદાનોમા પિલસુદ્સ્કી અંતર (space)નું પ્રમાણ જોતા શીખ્યો. એ જ્ઞાન એને સેનાની તરીકે ભવિષ્યમા ઉપયોગી થયુ. આ વર્ષોમા એણે ઘણા પુસ્તકો વાચ્યા. દેશવટો ભોગવતા ૧૮૬૩ની ક્રાન્તિના રાજદ્વારી કેદીઓ સાથે એને મેળાપ થયો. રશિયન રાજતંત્ર અને પ્રજાજીવન તરફ એનો તિરસ્કાર વધતો હતો વિલ્નો અને ખારકોવના વસવાટમાં એણે જોયુ હતું કે કામદારોની ચળવળ અને પોલૅંડની સ્વાધીનતાના પ્રયાસ એકબીજાના પૂરક

રૂપે છે; અને એ બધાયનું પોલૅંડની સ્વાધીનતા જ એક માત્ર ધ્યેય હોવું જોઇએ.

સાઇબીરિયામાંથી છૂટી ૧૮૯૨ની પાનખરમાં પિલસુદ્રકી વિલ્નો આવ્યો. જૂના સંબંધો તાજા કરતાં નવી સ્થપાએલી પોલીશ સોશિયાલિસ્ટ પાર્ટીનો પરિચય થયો; અને શરૂઆતથી જ એની નવરચનામાં ભાગ લઈ શક્યો. પોલીશ સોશિયાલિસ્ટ પાર્ટીએ (પી.પી.એસ.) ૧૮૯૩ના પહેલા અધિવેશનમાં 'મજદૂર' (Robotnik-Worker) પત્ર કાઢવાનો નિર્ણય કર્યો હતો. શરૂઆતમાં તો એની કાર્યવાહી બીજા સભ્યોના હાથમાં હતી. એ સભ્યો પકડાયા પછી એની બધી જવાબદારી પિલસુદ્દસ્કીને માથે આવી.

સમાજવાદી મિત્રોમાં એ 'કોમરેડ વિક્ટર'ને નામે ઓળખાતો. સમાજવાદી કાર્યક્રમને વેગ આપવા પોલૅંડના દરેક વિભાગમાં તેમજ લંડનની શાખામાં વખતોવખત જતો. સ્ત્રી કાર્યકરોમાં માર્યા કોપ્લેવસ્કા એને ખૂબ મદદ કરતી અને એની જ સાથે એનાં પહેલી વારનાં લગ્ન થયા.

## પ્રકરણ ૩ જું

### પત્રિકા-'મઝદૂર' પ્રેસ

દરેક ક્રાન્તિકારી ચળવળમા પત્રિકાએ ચેતન અને પ્રેરણા રેડ્યા છે. છાપાઓમા જે સમાચાર આપી શકાતા નથી અને જે પ્રશ્નોની ચર્ચા છૂટથી થઈ શકતી નથી તે આ પત્રિકાથી ઘેરઘેર પહોચે છે. પત્રિકા માટે કાગળો વગેરે મેળવવુ, છાપીને વ્યવસ્થિત રીતે પકડાયા વગર નિયમિત પહોચાડવી એ બધુ ય કોઇ અદ્ભુત સાહસકથા જેવું લાગે છે. સમાજવાદી સાહિત્ય અને કાર્યક્રમ ઉપરાંત ૧૮૩૦—૩૧ના ઉત્થાનની ભૂમિકા પર રચેલા વિસ્પીઆનસ્કીના નાટકો, સ્લોવાટ્સ્કી અને મિટ્સકિએવિચના કાવ્યો અને વિજ્ઞાનની વાતો નાની મોટી પત્રિકારૂપે પ્રસિદ્ધ થતુ માદામ પિનસુદ્સ્કાએ કોઇને યે ખબર નહિ હોય એવા બડારીઆમાથી આવી પત્રિકાઓ કાઢીને માતૃભૂમિના સર્વશ્રેષ્ઠ કવિઓના કાવ્યો અને ઇતિહાસની કથાઓ છોકરાઓને સભળાવેલા. રશિયન તંત્રના સમયમા દર વર્ષે અઢીથી ત્રણ લાખ ગેરકાયદેસર પત્રિકાઓ પોલૅંડમા નીકળતી હતી

સમાજવાદીઓએ પત્રિકાનુ નામ બિબુલા (Bibula) પાડ્યુ હતુ પોલીશ સોશિયાલિસ્ટ પાર્ટીના કાર્ય વિષે પિલસુદ્સ્કીએ કેટલાક લેખોમા આવી પત્રિકાઓ વિષે પોતાનો અનુભવ રજુ કરેલો.

ઉત્તરોત્તર મજબુત થતા રાજકીય પક્ષ માટે પત્રિકા ઘણી જરૂરની છે જેલમાં જતા નેતાઓની તૂટતી સાંકળને જોડી



જુવાન જોસેફ્

રશિયાની હાઇસ્કૂલમા ભણતો તે વેળા

રાખવા પત્રિકાના સંચાલકો પ્રજાનું માનસ કેળવે છે. જે સંસ્થાનું ધ્યેય પ્રજામાં ઊંડું ઊતર્યું છે તેને માટે આ એક મોટો પ્રશ્ન નથી; નહિ તો થોડા વખત પછી ગણતર સભ્યોનો જેલનિવાસ થતાં સાંકળના અંકોડાની માનવકડી મળી શકતી નથી. ઝારના લોખંડી તંત્રને વીંધીને છાપેલો શબ્દ તણખો મૂકી શકે છે. મંડળો, સભાઓ અને ભાષણોની બંધીના વખતમાં છાપેલું પુસ્તક અથવા પત્રિકા નેતાને સ્થાને છે. નવરચનાનું કામ શરૂ કરતાં પહેલાં કાર્યકર્તાને માટે પત્રિકા ક્ષેત્ર તૈયાર કરી મૂકે છે.

વાંધાભરેલા સાહિત્યનો ફેલાવો અટકાવવા ઝારની સરકારે ત્રણત્રણ લાઇનદોરી રાખી હતી. સરહદ ઉપર અને રેલ્વે સ્ટેશનો પર બધે ચોકીપહેરો રહેતો. જંગલોને રસ્તે અરધી રાતે ઘોડેસવાર સિપાઇઓ ગોળીબાર કરતા ફરી વળતા. આ કામગીરી બદલ સિપાઇઓને ઇનામ પણ સારૂં મળતું. પત્રિકા સિવાય જકાતમાંથી છટકી જવા દાણચોરી પણ થતી. આવી લાઇનદોરીમાંથી કીમિયો અજમાવનારા ઘણા પકડ્યા હતા.

એક વખત રજાના દિવસોમાં પિલસુદ્સ્કી એને ગામ ગયો હતો. એના ગયા પછી ખેતરમાંનું સાંચાકામ અટકી પડ્યું. કારણ તો નજીવું હતું. એકાદ સ્ક્રૂ તૂટી ગયો હતો, પણ ગામડાનો સુથાર સમો કરી શકે એવું નહોતું. પ્રુશિયન સરહદ ઉપરના શહેરમાં માણસ મોકલવા એના પિતાએ વિચાર કર્યો. ઘરની ગાડીમાં ફરવા જવાનું મળશે એ જાણી પિલસુદ્સ્કી રાજી થઈ ગયો. એણે એના પિતાને પાસપોર્ટ તૈયાર કરવાનું કહ્યું.

'એ ચાર સ્ક્રૂ માટે પાસપોર્ટ લેવાની મહેનત કરીએ એ પહેલાં તો સ્ક્રૂ આવી પહોંચશે.' પિલસુદ્સ્કીના પિતાએ કહ્યું–'એટલા માટે તે કસ્ટમ ઑફિસમાં જવાનું હોય ? એ લોકો વળી એ સ્ક્રૂને માટે ચાર પાનાંનો કાગળ લખશે એના કરતાં આપણો

પડોશી લાઇનદોરીમાથી રોજ દારૂ લઇ આવે છે તે માથે સાથે આપણા ગ્રૂ પણ લઇ આવશે.'

પિલસુદ્સ્કીને ઘરની ગાડીમા ફરવા જવાનુ મળ્યુ નહિ, પણ બીજે દિવસે અટકી પડેલુ કામ શરૂ થઇ ગયુ

સરહદ પરથી પત્રિકાઓ લાવવા માટે જુદી જુદી યુક્તિઓ અજમાવવી પડતી. પિલસુદ્સ્કીના ભત્રીજાને રશિયન અફસર સાથે પિછાન હતી એ બેઉ ઘણી વખત સાથે શિકાર કરવા જતા એ અફસરને સરહદની નજીક આવેલા પ્રુશિયન શહેરના બીયરની લહેજત ચાખવાનો અને એની જર્મન પ્રિયતમાને મળવાનો પણ શોખ થતો. એક વખતે એને ફરવા લઇ જઈ ગાડીની ગાદી નીચે પત્રિકાનો મોટો જથો લઇ જવામા આવ્યો

એક વખત પિલસુદ્સ્કીની પત્નીએ પત્રિકાનો મોટો જથો શરીર પર વીંટાળી ઉપર કપડા પહેરી ઘણે દૂર પહોચાડ્યો હતો. દોઢ બે મણ પત્રિકા એકી વખતે ઊચકી લીધેલી અને એમ કરતા પત્રિકાને બાધતા તારથી એનું શરીર વિંધાઇ ગયુ છતા ટ્રેનમા મુસાફરી કરી આખુ સ્ટેશન ચાલીને યોગ્ય ઠેકાણે પત્રિકાઓ પહોચાડેલી

પહેલા તો પી. પી એસ ની લડનની શાખામાથી પ્રચાર માટેનુ સાહિત્ય અને પત્રિકાઓ આવતી ઘણે દૂરથી છપાઈ આવતી પત્રિકાઓની માહિતી જૂની થઈ જાય અને લાઇનદોરીમા થી પત્રિકાનો જથ્થો નિયમિત આવે નહિ હેકટોગ્રાફ ઉપર છાપેલી પત્રિકાઓ ઝાખી હોય અને લખતા વાચતા ઓછુ આવડતુ હોય એવા કીસાન અને કામદાર સમૂહને પણ એ પહોચાડવાની હોવાથી રાજકારણી મરદાઓને પોતાના પ્રેસ

હોય એ જરૂરનું છે. રશિયામાં 'નારોડાના વોલા' અને પોલૅંડમાં 'પ્રોલેટેરીઆટ' પાસે છૂપાં પ્રેસ હતાં.

૧૨મી જુલાઈ ૧૮૯૪ને દિવસે પી. પી. એસ. ના છાપખાના-એ 'મઝદૂર'નો પહેલો અંક પ્રસિદ્ધ કર્યો અને છેક ૧૯૦૩ સુધી એમ ચાલુ રહ્યું. આવી બીજી સંસ્થાઓની પત્રિકાઓ થોડા અંકો કાઢી પોલીસને હાથે પકડાઈ જતાં બંધ થએલી એટલે સ્વાભાવિક છે કે જનતામાં 'મઝદૂર' ઘણું પ્રિય થઇ પડ્યું હતું. પોલૅંડના કોઇ શહેરમાં ઝાર આવવાનો હોય અથવા સામુદાયિક હડતાળ અને એવા પ્રસંગો ઊભા થતાં 'મઝદૂર'નો અભિપ્રાય જાણવા લોકો આતુર રહેતા. પોલીસની નજર ચૂકાવીને નીકળતા અંકોથી ઝારશાહીની સામે લડવા માટે લોકોમાં ઉત્સાહ ભર્યો રહેતો.

ઘણા વખતના નિષ્ફળ પ્રયત્નો પછી ૧૯૦૦ના ફેબ્રુઆરીમાં પોલીસે 'મઝદૂર' પ્રેસ શોધી કાઢ્યું ત્યારે એમની ખુશાલીનો પાર નહોતો. આખી ચળવળ સહેજવારમાં બંધ થઇ જશે એવું લાગતું હતું, ત્યાં તો જપ્ત થએલો અંક લંડનમાંથી છપાઇને પ્રસિદ્ધ થયો હતો.

લોજ (Lodz)માં 'મઝદૂર'નું છાપખાનું બીજાં છૂપાં પ્રેસોની જેમ ભોંયરામાં કે ખૂણેખાંચરેના ગોડાઉનમાં રાખેલું નહોતું. મોટાં શહેરોની સેંકડો ઑફિસોની જેમ તંત્રીની ઑફિસ અને પ્રેસ પહેલે માળે એક સામાન્ય ઓરડામાં હતાં. દીવાન-ખાનાની પાછળના ઓરડામાં પ્રેસ ગોઠવેલું હતું. તંત્રીનું ટેબલ, કાગળીઆંથી ખીચોખીચ ભરેલાં ખાનાં અને ઢગલાબંધ ચોપડી-ઓ પડી રહેતી. આરામ લેવા માટે રાખેલા ગાદીવાળા બાંકડામાં કાગળનો જથ્થો ભરી રાખવામાં આવતો. ઘડી વાળી શકાય

એવા કબાટના ઉપરના ખાનામા પ્રેસ રહેતું અને નીચેના ખાનામા બીબા રહેતા

પિલસુદ્સ્કી સાથે કેરોલ રોઝનોવસ્કી કામ કરતો મોસ્કો વિદ્યાપીઠમા એ અભ્યાસ કરતો હતો પણ હવે તો છાપકામનો નિષ્ણાત હતો મૅટર તૈયાર કરવાનું, બીબા ગોઠવવાનુ અને પ્રેસમા છાપવાનું એ બધુ કામ એમણે કરવાનુ હતુ મૅટર તૈયાર કરવાનું કામ પિલસુદ્સ્કીનુ હતું બીજુ કામ રોઝનોવસ્કીનું અને ત્રીજામા બેઉ જણા સાથે હતા. કામની એવી રીતે વહેંચણી કરી હતી કે આખો અંક તૈયાર થાય ત્યાસુધી એમી રહેવુ પડે નહિ બાર પાનાનો અંક તૈયાર થતા પદર સોળ દિવસ થતા રોજના ૯ થી ૧૧ કલાક સખત મજૂરી કરવી પડતી પ્રેસ એટલુ નાનું હતું કે એકીસાથે એક જ પાનુ છાપી શકાય અને અવાજ થયા વગર બધુ સમેટી લેવાનુ હોય એટલે વખત પણ ઘણો જતો

ઝારની છૂપી પોલીસ અને જેન્ડાર્મ્સને હફાવતુ આ મશીન એની દાદમાથી સેંકડો અંકો છાપતુ હતું, જેનુ દીર્ઘાયુષ્ય ઝાર ની સત્તાની મશ્કરી કરી રહ્યુ હતું એના ઉપર ફેબ્રુઆરીની એક રાત્રે જેન્ડાર્મ્સ ધસી આવ્યા ત્યારે ૩૬ મો અંક તૈયાર થતો હતો છાપેલુ પાનુ બાજુમા જ પડયુ હતુ લેફ્ટેનન્ટ કર્નલ ઓઇન્સ્કીએ ધીમે અવાજે વાચવુ શરૂ કર્યું

'મઝદૂર'નો ૩૬મો અંક ફેબ્રુઆરી ૨૫મી મુખ્ય લેખ 'પ્રેસના સ્વાતંત્ર્યનો વિજય' યુરોપના સર્વોપરી જેન્ડાર્મ્સ ઝાર નિકોલાસ પહેલાના જેન્ડાર્મ્સનો નાયક એનો કોઇ મિત્ર પર દેશ જતો હતો તેને વિદાય આપવા ગયો, અને પોતાનુ એક કામ કરતા આવવાનું કહ્યુ—'તુ નરેમ્બર્ગ જાય ત્યારે ગન

બર્ગ (પ્રિન્ટિંગ પ્રેસના શોધક)ના પૂતળાં પર થૂંકી આવજે. આ દુનિયાનું સત્યાનાશ એણે જ વાળ્યું છે.

'તું અને ગટનબર્ગ!' લેફ્ટેનન્ટ કર્નલ કટાક્ષથી બોલ્યો અને પિલસુદ્સ્કી તથા તેની પત્નીને ઘેરી વળતાં સિપાઇઓ તરફ નજર કરીને કહ્યું:'દુનિયાની સત્યાનાશીનું કારણ અહીંથી આવે છે.'

પાંચ વર્ષથી સમાજવાદીઓમાં પ્રેરણા રેડનાં આ પ્રેસને સીલ મરાયાં, ત્યારે પિલસુદ્સ્કી જેવા પીઢ કાર્યકર્તાને એ દુઃખ થયું, જાણે કોઈ સંબંધીને દફનાવવામાં ન આવતું હોય. થોડો વખત લોજમાં રાખી એને વૉરસૉ ખસેડવામાં આવ્યો.

એક દિવસ જેલના અમલદારના ટેબલ ઉપર જપ્તીમાં આવેલી પત્રિકા જોતાં એને વિચાર આવ્યો કે આ પત્રિકામાં વાચા હોય તો જરૂર કહે:

> હમણાં તો તારું રાજ્ય છે, પણ ભવિષ્ય મારું છે અને
> મૃત્યુની પેલી પારનો વિજય મારો જ છે.[૧]

---

૧ Now you're the master, but future is mine,
And mine the victory beyond the grave.

## પ્રકરણ ૪ થું

## વૉરસૉ સિટાડલ–ગાંડો કેદી–સૅંટ નિકોલાસની દીવાનાશાળામાંથી છુટકારો

બે મહિના લોજ(Lodz)માં રાખીને પિલસુદસ્કીને વૉરસૉના કિલ્લામાંના 'ટેન્થ પૅવિલીઅન' (Tenth Pavilion) નામે વિભાગમાં લઇ જવામાં આવ્યો. પોલૅંડની સ્વાધીનતા માટે લડનારા ઘણાયે રાજદ્વારી પુરુષોનાં સ્મરણો વૉરસૉ સિટાડલના કેદખાના સાથે જોડાએલાં છે. લોજની જેલમાં પિલસુદસ્કીને કોઇ પણ જાતની સગવડ આપવામાં આવી નહોતી. ગંદી જગાને વધારે ઘૃણાજનક બનાવે એવું વાતાવરણ હતું. એ વિષે એ લખે છે કેઃ 'નવી જગ્યામાં કેવાક અનુભવ થવાના હશે એવા કુતૂહલથી હું ઉત્સાહી હતો. કેદખાનાનો વડો અધિકારી ફરસુન્ડા મને જોતાં વેંત મળવા ઊભો થયો, અને બેસવા માટે ખુરશી આપી. કેદીઓને પૂછવાના સામાન્ય પ્રશ્નોના મારા જવાબ લખી લેવા માંડયા. આ બધું થયા પછી સહેજ હસીને એણે કહ્યુંઃ 'દિલગીર છું, થોડું બાકી છે. કપડાં કાઢી નાખો, મારે તપાસ કરવી જોઇએ.' મેં તો તરત કપડાં કાઢીને ફેંકવા માંડયાં પણ એવામાં યાદ આવ્યું. 'કૅપ્ટન, આ બધું વધારે પડતું નથી? મને પકડયા પછી આમ ચોથી વખત તપાસવાની જરૂર ખરી?'

'ઓ, મને એની ખબર નહિ, હવે કશી જરૂર નથી. તમારી નેકટાઇ કાઢી નાખો એટલે થયું.'

જેન્ડાર્મ્સ ફરમુન્ડા ઉમદા દિલનો હતો. પિલસુદસ્કીને એણે .રનાં કપડાં પહેરવાની, પોતાનું ખાવાનું મગાવી લેવાની અને બીડી પીવાની છૂટ આપી હતી.

ઘણાં વર્ષો પછી—૧૯૨૫માં પહેલાંના જમાનાના રાજદ્વારી કેદીઓના લાભાર્થે પિલસુદસ્કીએ 'કેદી માનસ' વિષે ભાષણ આપેલું. એના એ જેલનિવાસના સ્મરણોમાં લખે છે:

> "સૈકાઓ વર્ષના ઈતિહાસે એને (જેલનિવાસને)પ્રજાજીવનનું એક અંગ બનાવી મૂકયું છે. પોલેંડવાસીના સંસ્કારીજીવનનો એ એક ભાગ છે. પેઢી દર પેઢી, એક પછી બીજી ઊગી આવતી પ્રજા કારાવાસથી ટેવાઈ ગએલી હતી. અન્યદેશોમાં માનવીના ઘડતરમાં બીજા જ પ્રશ્નો પ્રજાજીવનને વીંટી વળતા હોય તે વખતે અહીંઆ તો જીવનવિકાસના સામાન્ય પ્રસંગોમાં જેલનિવાસને ગણી લેવાનો હતો."
>
> "સાહિત્ય એ જીવનનું પ્રતિબિંબ છે, અને કાગળ પર લખેલા ઝીણા કાળા અક્ષરો સેંકડો માણસોની જીવનકથા પ્રેરે છે. આપણા શ્રેષ્ઠ કવિઓમાં એક (મિટ્સકિએવિચ) પોલીશ માતાને ઉદ્દેશીને લખેલાં સુંદર કાવ્યમાં કહે છે:
>
> પહેલેથી મા તુજ શિશુતણા કંઠમાં શૃંખલાઓ
> દેજે બીડી, વળી શિખવજે બ્હાલસોયા શિશુને
> ગંદી ભીની અપુનિત હવા સૂંઘવાનું સુખેથી "[૧]
>
> "બીજે કયાંય આને અસંભવિત માનવામાં આવે, પણ પોલેંડમાં તો બાળકોના ભવિષ્યનો વિચાર કરતી દરેક માતાના વત્સલ હૃદયમાં આ વિચારો આવતા."

જેલનિવાસમાં રાજદ્વારી કેદીઓ ભાષા શીખી લેવાની તક

૧ "Twine from the first your infant's neck in chains,
Teach it to breathe foul and damp air."

મેળવે છે. એની સાથેના કેદીઓમાં એક વખતે મૉ. લુકાસીએ-વિટ્સ નામે વનસ્પતિશાસ્ત્રનો વિદ્યાર્થી હતો. કેદખાનાની દીવાલો વચ્ચેની જમીન પર ઊગેલાં ઘાસનું વનસ્પતિશાસ્ત્રની દૃષ્ટિએ એ નિરીક્ષણ કરતો. પાછળથી એણે વિલ્નોની યુનિવર્સિટીમાં વનસ્પતિશાસ્ત્રના અધ્યાપક તરીકે ખ્યાતિ મેળવેલી. પિલસુદ્સ્કીને ભાષા શીખવાનો કંટાળો આવતો. બળેલી દીવાસળીનાં મહોરાં બનાવી એકલો જ શેતરંજ રમતો અથવા તો બીજા કેદીઓ અને વૉર્ડરોનું માનસશાસ્ત્રની દૃષ્ટિએ અવલોકન કરતો.

પોલૅંડના સમાજવાદીઓના મંડળમાં કેદીઓને મદદ કરવાનો એક વિભાગ હતો. એ વિભાગનું કામ કેદીઓને બાતમી પહોંચાડવાનું અને એમને નસાડવાના પ્રયત્ન કરવાનું હતું. 'ટેન્થ પેવિલીઅન'માં કોઇ પણ સમાચાર પહોંચાડવા એ બહુ મુશ્કેલ કામ હતું. ઍસિસ્ટન્ટ વૉર્ડર સિડેલનિકૉફ ઘણાં વર્ષોથી વૉર્ડર હતો અને રાજદ્વારી કેદીઓ તરફ મહાનુભૂતિ રાખતો હતો. કેદીની ઓરડીમાં જઈ સિગારેટ ચેતાવીને દીવાસળીની પેટી ત્યાં જ ભૂલી આવી, કેદીઓને માટે એવી રીતે એ સંદેશો મૂકી જતો. થોડા વખત પછી ભૂલાએલી પેટી લેવા માટે આવી, કેદીએ લખેલી ચિઠ્ઠી એના મિત્રોને એ પહોંચાડતો.

સમાજવાદી મંડળના એક સભ્ય મારીઆ પારકોફસ્કાએ વિક્ટરને સંદેશો પહોંચાડ્યો,'Pretend madness'–'દીવાના હોવાનો ઢોંગ કરો.' ડૉ. રાફાલ રાડઝીવિલોવિચ નામના માનવ સ્વભાવના અભ્યાસી ડૉક્ટરની સાથે મળીને એને વારંવાર સૂચનાઓ મોકલવામાં આવતી. ૩૯ નંબરની ઓરડીનો કેદી દીવાના જેવો લાગતો હતો. જેન્ડાર્મ્સને જોઇને એ બીતો હતો. દુશ્મનોએ આણેલું ખાવાનું લેવાનું પણ એણે બંધ કર્યું હતું,

અને મરજીમાં આવે તે ખાવાનું મગાવતો હતો. આવા મોટા રાજદ્વારી કેદીને યોગ્ય ખાવાનું મળતું નહોતું એ બાબત બીચારા સિડેલનિકૉફને ઉપરી અધિકારીઓ તરફથી ઠપકો મળ્યો. સિડેલનિકૉફની પત્ની વિકટરને ભાવતી વાનીઓ કરીને મોકલતી. પિલસુદ્સ્કી કશાને હાથ લગાડતો નહિ. અધિકારીઓ ચાંપતી તપાસ રાખતા હતા. નાસી જવાનું કાવત્રું તો નહોતું રચાતું? માદામ પાસ્કોફ્સ્કા માનસિક દર્દોના જાણીતા રશિયન ડૉ. ઇવાન સાબાશનિકૉફ પાસે ગઇ. ડૉકટરને કહ્યું કે એના બાળપણના સ્નેહી પિલસુદ્સ્કીનું મગજ નબળું પડી ગયું હતું અને બધાંને ચિંતા થતી હતી કે એ દીવાનો થઇ જશે કે શું? વળી કેદખાનાનો ડૉકટર કંઇ આવા રોગોમાં નિષ્ણાત નહોતો ને અધિકારીઓ પોલીસ ડૉકટરને તપાસવાની રજા આપે નહિ, એટલે ડૉ.સાબાશનિકૉફ જઇ શકે તો સારૂં. સ્ટીફાના લેપમેન-પિલસુદ્સ્કીની કાકીએ અધિકારીઓને જણાવ્યું કે ડૉ. સાબાશનિકૉફ સેંટપીટર્સબર્ગમાં વિદ્યાર્થી હતા ત્યારથી એને ઓળખે છે. એટલે જોસફને તપાસવા માટે એમને પરવાનગી આપવી. મોટી રીતવાળા જાણીતા ડૉકટરને બધી સગવડ કરી આપવામાં આવી. જેલના ડૉકટરની હાજરીમાં આ કેદી ખૂબ જ ઉશ્કેરાઇ ગયો. આખરે મળવા આવનાર ડૉકટર અને કેદી એકલા પડયા. એ તરત પારખી ગયો કે કેદી પાગલ નહોતો. ડૉ. સાબાશનિકૉફ સાઇબીરિયાના વતની હતા અને પિલસુદ્સ્કીએ પાંચ વર્ષ ત્યાં ગાળ્યાં હતાં. થોડા જ વખતમા એ બેઉ મિત્રો થઇ પડયા. મોટા લેટીન શબ્દોમા લખેલા રીપોર્ટમાં ડૉકટરે જણાવ્યું કે 'ટેન્થ પેવિલીઅન'નું વાતાવરણ કેદીને માટે હાનિકારક હતું અને અનુકૂળ વાતાવરણમાં કેદીને ખસેડવાની જરૂર હતી. થોડા વખતમાં જોસફને પિટર્સબર્ગમાં સેંટનિકોલાસની

દિવાનાશાળામાં ખસેડવામાં આવ્યો.

જે ટ્રેનમાં પિલસુદસ્કીએ મુસાફરી કરી એ જ ટ્રેનમાં એને નસાડવાની યોજના નક્કી કરવા ઍલેક્ઝાન્ડર સલક્રિએવિચ પિટર્સબર્ગ જતો હતો. પિટર્સબર્ગ વિદ્યાપીઠમાં દાક્તરીનો અભ્યાસ કરતો વિદ્યાર્થી માઝુરકિએવિચ પી. પી. એસ.નો મભ્ય હતો. ચામડીનાં દરદોમાં નિષ્ણાત થઇ એનો વિચાર લોજમાં ધંધો કરવાનો હતો, પણ મંડળની સૂચનાઓ મળતાં માનસિક રોગોના અભ્યાસ કરવાના વિભાગમાં એણે કામ કરવા માંડ્યું. એના પિતાની લાગવગથી ૧૯૦૧ના એપ્રિલમાં એને સેંટ નિકોલાસની હૉસ્પિટલના હાઉસ સર્જનની જગા મળી.

લાબો વખત દીવાનાપણું બનાવવામાં પિલસુદસ્કીના મગજ ઉપર ઘણી અસર થઇ હતી. એ ઘણો નબળો થઈ ગયો હતો. એને નસાડવાની યોજના છેવટનું રૂપ લેતી હતી. ૧ લી મેને દિવસે માઝુરકિએવિચને રાતપાળી હતી. તહેવારનો દિવસ હોવાથી હૉસ્પીટલમા થોડાં જ માણસો હતાં. માઝુરકિએવિચને પોતાના-માથી વિશ્વાસ ઊઠી જતો હતો. એકાદ પિલસુદસ્કી માટે શા માટે પોતાની 'કરીઅર'નો ભોગ આપવો પડે? પરંતુ છેવટની ઘડીએ ફરજબ્બરદારીનું ભાન એને થયું અને હિંમતથી આખી યે યોજના એણે પાર ઉતારી. જકાતખાતાના અમલદારનો પોશાક જોસેફને માટે સંતાડી રાખેલો હતો. હૉસ્પીટલના કંપાઉંડ-માથી ધીમેધીમે ચાલીને દરવાનની સલામી ઝીલતા બહાર ઊભી રાખેલી ગાડીમાં એ બે જણા શહેરમાં પહોંચ્યાં. સેંટ પિટર્સબર્ગ-માથી રેવલ અને રિગા થઇ પિલસુદસ્કી તથા માઝુરકિએવિચ ખીવ પહોચ્યા. 'મઝદૂર'ના અંકો ખીવમાં છપાતા હતા ત્યાં રાત-વાસો રહી, તે અઠવાડિયાનો અંક તૈયાર કરવામાં પિલસુદસ્કીએ

મદદ કરી. ઝીમોરકમાં એની પત્ની સાથે મેળાપ થયો. સરહદ ઉપર આવેલી ઝીમોયીસ્કીની જાગીરમાં છુપાઇને પિલસુદ્સ્કી તથા એની પત્ની ગૅલીશિઆ (ઑસ્ટ્રિયન પોલૅંડ) આવ્યાં. થોડા મહિના ક્રેકોવમાં રહી પિલસુદ્સ્કી ૧૯૦૧માં લંડન ગયો. વિદેશમાં રહીને પ્રચારકામ કરવા માટે પી. પી. એસ.ની એક શાખા લંડનમાં ખોલવામાં આવી હતી. પોલૅંડવાસીઓને એમના ધ્યેય તરફ એકાગ્ર રાખવા માટે પિલસુદ્સ્કીને દેશમાં રહેવાની જરૂર હતી. આ પછીનાં બાર વર્ષ પિલસુદ્સ્કી ઑસ્ટ્રિયન પોલૅંડમાં રહ્યો.

## પ્રકરણ ૫ મું

## રૂસોજાપાની વિગ્રહ–તૈયારી–આક્રમણકારી મંડળ (બોયોક્કા)–એજંડાની

વિભક્ત પોલૅંડના ત્રણ વિભાગમાંના ઑસ્ટ્રિયન પોલૅંડમાં સખ્તાઇ ઓછી હતી. ચળવળ માટે રશિયન પોલૅંડની સરહદ પણ ક્રેકોવની નજીક હતી. પી.પી.એસ. સિવાયની બીજી કોઇ રાજકીય સંસ્થાઓ સ્વાધીનતાની ચળવળને ઉગ્રરૂપ આપવા ઇચ્છતી નહોતી. રશિયાના રક્ષણ હેઠળનું લોકપ્રતિનિધિત્વવાળું બંધારણ સહકારી પ્રયત્નોથી મેળવવાની નૅશનલ ડેમોક્રેટપક્ષની ઇચ્છા હતી.

૧૯૦૪ના ફેબ્રુઆરીમા રૂસો–જાપાની વિગ્રહ શરૂ થયો; અને રશિયાના ક્રાન્તિવાદીઓને એક ઉત્તમ તક મળી. એનો લાભ તે વખતે એ લોકો લઇ શકયા નહિ. એ વખતે પોલૅંડના ક્રાન્તિવાદી મંડળોમાં પી.પી.એસ.માં સૌથી વધારે સભ્યો હતા, અને આખા પોલૅંડમાં આ સંસ્થાની બહોળી અસર હતી. દરેક અગત્યના પ્રસંગે આ સંસ્થાનો અભિપ્રાય જાણવા લોકો આતુર હતા. પિલસુદ્સ્કીને થયું કે આ વિગ્રહમાં પોલૅંડના વિરોધીઓની સામ્રાજ્યવાદી મહત્ત્વાકાંક્ષા પોષવા માટે પોલૅંડવાસીઓનું લોહી શા માટે રેડાવું જોઇએ? એ પછી, લશ્કરની ભરતી વિષે બાતમી મેળવવા પિલસુદ્સ્કી સેંટ પિટર્સબર્ગ ગયો.

૧૮૬૩ની પુનરાવૃત્તિ કરવાનો આ યોગ્ય સમય હતો એમ

એને લાગ્યું પરંતુ બીજા કાર્યકરોમાં ઉત્સાહ નહોતો. એ વખતે એના એક મિત્રને લખેલા કાગળમાં એની વ્યથા જણાય છે:

'ઇતિહાસના પ્રશસ્તિ ગીતોના પોલૅંડવાસીઓ ક્યાં ગયા?
શંખનાદ થતાં વેંત સ્વાધીનતાની લડત માટે હથીઆર લેનારા
અગ્નિથી ભરેલા હૈયાંવાળા સૈનિકો અને વીરપુરુષો ક્યાં છે?'

અત્યાર સુધી પિલસુદસ્કી પોતાના નામનો ઉપયોગ જવલ્લે જ કરતો પણ હવે તો ચળવળને વેગ આપવા પોતાના નામનો એ છૂટથી ઉપયોગ કરતો હતો એટલે પોલીસની એના ઉપર નજર રહેવા લાગી. પોલૅંડમાં બળવો જગાડવાના પ્રયત્નો પિલસુદસ્કી કરે છે એ બાતમી ઉપર એને પકડવાના હુકમો અપાયા હતા.

૧૮૬૩ના ઇતિહાસે એના પર ભારે અસર કરેલી. એ આખા ઇતિહાસનો એણે જુદા જુદા દૃષ્ટિબિંદુથી અભ્યાસ કર્યો હતો. એણે જોયું હતું કે લશ્કરની ભરતીને સમયે પ્રજામત ઉશ્કેરાએલો હોય છે. ૧૮૩૦ની બેલ્જીઅન ક્રાન્તિ દાબી દેવા માટે પોલીશ લશ્કરનો ઉપયોગ કરવાની ઝાર નિકોલાસ પહેલાની ઇચ્છા હતી. એનાથી ૧૮૩૦–૩૧ના ઉત્થાનના પગરણ મંડાયાં. ૧૮૬૩માં પણ એવું જ થયું. ક્રાન્તિને દાબી દેવા માટે, જે શહેરીઓમાં ચળવળનો અંશમાત્ર હતો નહિ એવા શહેરીઓની ભરતી કરવામાં આવી; પણ એજ શહેરીઓ ફરી બેઠા અને સ્વાધીનતાના સૈનિકો સાથે જોડાઇ ગયા. ૧૮૬૩ની પુનરાવૃત્તિ કરવાની દેશમાં તાકાત નહોતી. રશિયાએ પોલૅંડના કેટલાક ભાગમાં ભરતીનાં મથકો ખોલ્યાં હતાં. પોલીશ સોશિયાલીસ્ટ પાર્ટીએ સશસ્ત્ર દેખાવો કરી વિરોધ જાહેર કરવાનો નિશ્ચય કર્યો.

'રવિવાર ૧૩મી નવેમ્બર ૧૯૦૪ને દિવસે બપોરે વૉરસૉમાં

પ્લાસ ગ્રેઝોવ્સ્કી આગળ કામદારો અને વિદ્યાર્થીઓ ભેગા થવા લાગ્યા દેવળમાથી બહાર નીકળતાં લોકોનુ ટોળુ ચોગાનની એક બાજુએ આવ્યુ એટલે પી.પી.એસ ની સહી સાથેના 'અમે ઝારના સૈનિકો થશુ નહિ' લખેલા વાવટાઓ દેખાવા લાગ્યા ફ્રેંચકવિ ડ્લાવિને લખેલુ અને ઔરેન્સ્કરે સંગીતમા ઉતારેલુ, 'લ વર્સોવીએન'[1] ગાતુંગાતુ એ ટોળુ સરઘસરૂપે આગળ જવા માડયુ સરઘસની આસપાસ પોલીસ ફરી વળ્યા. સરઘસની પહેલી હારમાથી રીવોલ્વરથી જવાબ મળ્યો સીપાઇઓ વિખેરાઇ ગયા. એમની પાછળ રહેલા ઘોડેસ્વાર લશ્કરે દોડી આવી સરઘસને વિખેરી નાખ્યુ.'

વૉરસૉના મડળના હથીઆરબધ દેખાવોથી ભરતીનું કામ ઓછુ થઇ ગયુ પી.પી.એસ ના દેખાવો નેશનલ ડેમોક્રેટ જેવા વિનીત પક્ષને રૂચ્યા નહિ અને પોલૅંડના રાજકારણમાં બે પક્ષો વચ્ચેનુ અંતર વધવા લાગ્યુ.

રશિયા સામે લડવા માટે પોલૅંડવાસીઓનું લશ્કર ઊભું કરવા આ પ્રસંગનો લાભ લેવાનો પિલસુદ્સ્કીએ નિર્ણય કર્યો. ૧૯૦૫ની શરૂઆતમા એ ટોકીઓ ગયો, જાપાનની સરકાર પાસે ક્રાન્તિની તૈયારી માટે તથા પોલીશ લિજ્યન ઊભી કરવા એણે નાણાની મદદ માગી, અને રશિયન લશ્કરમાના પોલીશ કેદીઓને સારી રીતે રાખવામા આવે એવી પણ સૂચના કરી. જાપાનની સરકારે છેલ્લી માગણી કબૂલ રાખી. રશિયન લશ્કરમાંના પોલીશ સૈનિકો પી પી.એસ.ની સૂચના મુજબ પહેલી તકે

---

1 La Varsoviennenી પહેલી લીટી·
'It has risen Here is the bloody day'

શરણે થતા; અને તેમને અમેરિકા અથવા બીજી સગવડ ભરેલી જગાએ મોકલી દેવામાં આવતા. પિલસુદ્સ્કી જાપાન ગયો એ વખતે વિનીત પક્ષનો નેતા ડેમોફ્સ્કી પણ ટોકીઓ ગએલો અને પિલસુદ્સ્કીની યોજનાથી જાપાનને કશો લાભ થવાનો નથી એવું પ્રચારકાર્ય કરેલું. યુરોપનાં બીજાં રાજ્યોને નાખુશ કરવા જાપાનની ઇચ્છા નહોતી. વળી એક પછી એક લડાઇમાં જાપાની સૈન્યની જીત થતી હતી, એટલે પિલસુદ્સ્કીનું ધારેલું કામ થઈ શક્યું નહિ.

પિલસુદ્સ્કીએ યુરોપ આવીને પી.પી.એસ.માં પોતાનું નાનું મંડળ 'મિલીટન્ટ ઑરગૅનિઝેશન' (Boyowka બોયોફ્કા)–આક્રમણકારી મંડળ–તૈયાર કરવા માંડ્યું. એનો ઉદ્દેશ કામદારોને એકત્ર કરી હડતાળ પડાવવાનો, સશસ્ત્ર દેખાવો કરવાનો, તપાસ હેઠળના કેદીઓને યુક્તિથી અથવા શસ્ત્રબળે છોડવી લાવવાનો, સમાજવાદી પક્ષની હીલચાલ, પ્રચાર અને હથીઆરો માટે જોઇતાં નાણાં રશિયન પોલૅંડની ટપાલ ઑફિસ, અને સરકારી તીજોરી પર ધાડ પાડીને મેળવવાનો હતો.

ઝારની પોલીસ એને પકડવાના પ્રયત્નો કરતી હતી પરંતુ દેખાવો કરવામાં એ જાતે ભાગ લેતો નહોતો. જુદાજુદાં શહેરોમા ફરીને બધી યોજનાઓ પિલસુદ્સ્કી દોરવતો હતો. પ્રવૃત્તિના સંચાલન માટે એમની પાસે નાણાં ખૂટ્યાં હતાં. ત્રાસકારી પ્રવૃત્તિ વખતોવખત અજમાવવા કરતાં એકાદ મોટી ધાડ પડવા તૈયારી કરવા માંડી. ૨૬મી ઑગસ્ટ ૧૯૦૮ની રાત્રે બેઝડાની સ્ટેશને મેલટ્રેન થોભાવી રશિયન સરકારની તીજોરી લૂંટી મોટી રકમ મેળવી. છેવટની આ ધાડ માટે ઘણા દિવસથી તૈયારી કરવા માંડેલી અને એમાં એણે આગેવાની ભર્યો ભાગ લીધો હતો.

એ વર્ષોમા જ પિલસુદ્સ્કી એક વખતે રશિયન પોલીસ ખાતાના અધિકારીનો વેશ પહેરીને રાજદ્વારી કેદીઓને બીજે ખસેડવાનો હુકમ બનાવી પોલીસખાનાની મોટરમા કેમાડી કાર્યકરોને છોડાવી લાવ્યો હતો

મિલીટન્ટ ઑર્ગેનીઝેશન (ટૂ કુ નામ ઓયોક્મ)ના સભ્યોને રશિયન લશ્કર સામે આક્રમણ કરવાનુ (guerrilla warfare) શિક્ષણ આપવામા આવતુ, અને પિલસુદ્સ્કી તથા બીજા પરીક્ષકોની મેક પરીક્ષામા પસાર થયા પછી જ એમાના સભ્યને કોઈપણ આક્રમણમા ભાગ લેવા દેવામા આવતો ઓયોક્કાની પ્રવૃત્તિ પી પી એસ ના ઘણા સભ્યોને પસદ પડી નહિ ૧૯૦૬ મા મતભેદ વધારે તીવ્ર થતા એ વિભાગ પડ્યા—એક સમાજવાદી અને બીજો આક્રમણકારી સમાજવાદી

૧૮૭૦ના ફ્રાન્કો—જર્મન વિગ્રહ પછી યુરોપમા હથીઆર બધીની સલામતી ચાલુ રહી છે, પરતુ પોલૅન્ડવાસીઓ તો ઘણા વર્ષોથી શાતિના વાતાવરણથી ટેવાએલા હતા ઉત્થાનની વાતો કરનારને આદર્શવાદી ગણી હસી કાઢવામા આવતો એ વખતે ઓયોક્કાનો ઉદ્દેશ પ્રજાના મોટા સમૂહ સાથે પરિચય કેળવી નવુ વાતાવરણ ઉત્પન્ન કરવાનો હતો

પિલસુદ્સ્કીએ ૧૯૦૬ પછી યુદ્ધવિદ્યાનો શાસ્ત્રીય અભ્યાસ શરૂ કર્યો નેપોલિયનના વિગ્રહો તથા રૂસો—જાપાની વિગ્રહનો લશ્કરી દૃષ્ટિએ અભ્યાસ કર્યો, અને ઓગણીસમી સદીમા ઊભા થએલા વોલટીઅર લશ્કરો વિષે ઘણું સાહિત્ય વાચ્યુ ગુરીલા લડાઈનો અભ્યાસ અને ઉત્થાનની ભૂમિકા માટે ૧૮૬૩નો પ્રયત્ન જોઈ ગયો પોલૅન્ડનુ ક્ષાત્રતેજ પરવાર્યું હતું એ વખતે એણે લખ્યુ છે "જળી ગએલી રાખ ફૂકી તાપણો સૂઝવાનો હતો"

## પ્રકરણ ૬ ઠ્ઠું

### બંદૂકધારી શહેરીઓ—વિગ્રહસંચાલનનો અભ્યાસ

૧૯૦૮માં પોલૅંડની અંદરનું વાતાવરણ સ્વાધીનતાની પ્રવૃત્તિ માટે જરા યે અનુકૂળ નહોતું. રશિયન પોલૅંડમાં ઔદ્યોગિક પ્રગતિ થઇ હતી. એ વિભાગનો વાણિજ્ય સંબંધ રશિયા સાથે વધતો હતો એટલે એ પ્રદેશના લોકો આવી પ્રવૃત્તિ તરફ વિમુખ રહેતા. પ્રુશિયન વિભાગમાં પોલૅંડવાસીને રહેવું પણ મુશ્કેલ થઇ પડે એવા કાયદા ઘડાયા હતા, એટલે જમીન માટે લડવા સિવાય ત્યાંની પ્રજા રાષ્ટ્રના એકીકરણના પ્રયત્નમાં સાથ આપે એવું નહોતું. ઑસ્ટ્રિયન પોલૅંડના રહેવાસીઓ રશિયા અને પ્રુશિયા એ બેમાં કોને સાથ આપવો એની મૂંઝવણમાં હતા.

દેશની અંદરનું વાતાવરણ કોઇપણ પ્રવૃત્તિને વેગ આપે એવું નહોતું, પરંતુ એ વખતનું આંતરરાષ્ટ્રીય વાતાવરણ અનુકૂળ હતું. ૧૮૭૦–૭૧ના ફ્રાન્કો-જર્મન વિગ્રહ પછી ૧૯૦૪–૫મા થએલો રૂસો-જાપાની વિગ્રહ મોટાં રાજ્યો વચ્ચેની પહેલી જ અથડામણ હતી. જાપાન સાથેની લડાઇમાં રશિયાની નબળી બાજુ ઉઘાડી પડી આવી હતી. પોલૅંડવાસીઓએ રાજકારણમાં દીર્ઘદૃષ્ટિ કેળવવાની જરૂર હતી. 'ભૂતકાળના દુઃખદ અનુભવો પછી ભવિષ્યની આફતોની તૈયારી કરતાં શીખવું જરૂરનું હતું.'

પિલસુદસ્કીએ જોયું કે યુરોપના રાજકારણમાં પોલૅંડને ભાગ લેવો હોય તો પોતાનું લશ્કર તેને હોવું જોઇએ. સાઇબીરિયામાં દેશપારીના વખતમાં રશિયન પ્રજાના સ્વભાવનું અને ઝારના

માટે અમારે તૈયાર રહેવુ જોઇએ એમાં જ અમારી સલામતી છે. ...૧૮૬૩ના ઉત્થાનની નિષ્ફળતા પછી પોલૅંડનો પ્રશ્ન ભુલાઇ ગયો છે. આંતરરાષ્ટ્રીય રાજકારણમાં અમને ભૂલી જવાની ટેવ પડી છે અમારૂ લશ્કર તૈયાર થતાં યુરોપના રાજકારણની શતરંજબાજીમાં પોલૅંડની ઘોડાગાંઠ કેમ છોડવી એ જોવાશે'

૧૯૧૪–૧૮ના મહાયુદ્ધનુ પરિણામ દષ્ટાની વેધક નજરે પિલસુદ્સ્કીએ જોયુ હોય એવુ લાગે છે

'પોલૅંડની સ્વાધીનતાના પ્રશ્નનો આખરી નિર્ણય જર્મનો રશિયાને જીતે અને જર્મનીને ફ્રાન્સ જીતે એ વખતે થશે. હરો એ ધ્યેયને નજરમાં રાખવાનુ કામ અમારૂ છે, નહિ તો અમારે ઘણો લાંબો રસ્તો લઇ મરણીઆ થવાનો પ્રસગ આવશે'

૧૮૭૦–૭૧થી આસ્સાસ લૉરેન યુરોપના રાજકારણમા ઊંડો જખમ હતો ૧૯૧૪ના સારાજેવોના કરુણ બનાવે એને વહેતો કર્યો. મૃત્યુની શાંતિ કરતા વિગ્રહમાથી સ્વાધીનતા મળવાની હતી એવી પોલૅંડવાસીઓની દૃઢ માન્યતા હતી એમની એક જ પ્રાર્થના હતી·

હે પ્રભો દયા કરી તુ એક જગ,
એક આખરી અફાટ મુક્તિ જગ,
તોડવા ગુલામી બંધ
શસ્ત્ર દે, સ્વદેશનુ પ્રતીક દે,
દે મીઠી સ્વતત્રતા
મૃત્યુ દે રણાંગણે
અને અમારી પિતૃભોમમાં રૂડી તુ કબ્ર દે.
દે પરતુ રાષ્ટ્રની સ્વતત્રતાનુ ટાણુ રમ્ય દે પ્રભો!
અમારી પિતૃભોમને તુ દે અમોઘ ઐક્ય આ![1]

---

૧ Give us, Lord a War to set us free,

## પ્રકરણ ૭ મું

### ૧૯૧૪ના મહાવિગ્રહની શરૂઆત–પોલૅંડને માટે ફેલ્સે–નોવીકૅારઝીન

મહાવિગ્રહમાં વિભક્ત પોલૅંડને પોતાના જ દેશવાસીઓ સામે લડવાનું હતું. મધ્યસ્થ સરકાર–જર્મની અને ઑસ્ટ્રિયા–મિત્રરાજ્યો સામે લડતા હતા. રશિયા મિત્રરાજ્યો સાથે હતું. એ લશ્કરોમા જોડાતા પોલૅંડવાસીઓ દેશની સ્વાધીનતા માટે લડતા નહોતા. પિલસુદ્સ્કીએ જોયુ કે પોતાના ધ્યેય માટે, લડાઈમાં ઊતરેલા પોલૅંડના શાસકોમાથી કોઇને પણ સાથ આપવો જરૂરનો હતો. ત્રણેમાં ઑસ્ટ્રિયા એકલું નબળું હતું અને ત્યાં જ લિજ્યનોને અંશતઃ માનભેર ઊભા રહેવાની જગા હતી.

૩જી ઑગસ્ટે (૧૯૧૪) એની પાસે ચાર હજાર સૈનિકો તૈયાર હતા. એમની પાસે હથીઆરો નહોતાં અને ઑસ્ટ્રિયન જનરલ સ્ટાફ પાસેથી પૂરતાં હથીઆર મળે એવું નહોતું. ઑસ્ટ્રિયન જનરલ સ્ટાફ સાથે લિજ્યનોનો સંબંધ કેવો રહેશે એ પણ સ્પષ્ટ થયું નહોતું. રશિયન પોલૅંડની સરહદમાં દાખલ થવાની

---

Arms, our Nation's symbol, Liberty,
Death in battle, if the grave will be
In our Fatherland . . . But let us see
Freedom for our country—UNTTY
Give us, Lord.

રજા પિલસુદસ્કીને મળી હતી. રશિયન પોલૅંડમા આગળ વધવાનો એને હુકમ નહોતો તો યે ક્રેકોવથી એકસો પચીસ કીલોમીટર દૂર, કેલ્સે સુધી એ પહોંચ્યો. પોલૅંડને માટે જે વખતે કોઈ લડવા તૈયાર નહોતું ત્યારે પિલસુદસ્કી અને લિજનોએ દેશ-વાસીઓને બતાવવું હતું કે બીજાઓ માટે લડવા કરતાં દેશ માટે લડવું એ કંઈ ગાંડપણ નહોતું. એ ધ્યેય સ્પષ્ટ કરવા માટે જ ઑસ્ટ્રિયન જનરલ સ્ટાફના હુકમનો એણે અનાદર કર્યો.

કેલ્સે તરફ પિલસુદસ્કીના લશ્કરની કૂચ અને એ આખું પ્રકરણ લશ્કરી દૃષ્ટિએ સાહસ જેવું હતું એ સારી રીતે જાણતો હતો કે વર્ષોની તાલીમ લીધેલા સ્થાયી લશ્કરના જર્મન અને ઑસ્ટ્રિયન સૈનિકોમા, સ્વયંસેવક જેવા લાગતા એના સીપાઇઓને લશ્કરી દૃષ્ટિએ શંકાભરી નજરે જોવામા આવે. એને એટલી જ બીક હતી કે દેશને માટે લડવાને તૈયાર થએલા આ સૈનિકોને પહેલા જ પગલામા ભાગે શિકસ્ત મળે તો એમની મહત્વાકાંક્ષા ઘવાય એ તો ઠીક, પણ સૈનિકોમા આત્મવિશ્વાસ રહે નહિ અને એમના સેનાનીમાંથી વિશ્વાસ ઊઠી જાય. લશ્કરી હીલચાલના જરૂરી સાધનો, જેવાકે ટેલીફોન અને રસોડાની સગવડ એની પાસે નહોતા. કારતુસો ખીસામાં જ સૂત્વાના અને તે પણ ખૂટી જતા એમની બંદૂકો સાવ નકામી થઈ પડે એવી પરિસ્થિતિ હતી.

કેલ્સેમા જ થોડા દિવસ રોકાઈ લશ્કરને સાધન સામગ્રીથી બની શકે એટલું તૈયાર કરવા એણે પ્રયત્ન કર્યો. સૈનિકો માટે કપડા તૈયાર કરવા અને ઘોડેસવાર લશ્કરને જોઈતા સાધનો માટે કારીગરો એસાડી દીધા હતા ક્રેકોવની 'ચીફ નૅશનલ કમીટી'એ (ટૂંક નામ N K. N ) ભરતીનુ કામ શરૂ કરી દીધુ હતુ

પિલસુદ્દસ્કીનું કામ નવા આવતા સૈનિકોમાં પોલૅંડ માટે લડવાની ધગશ ફૂંકવાનું હતું.

એના બાતમીદારોનું કામ સ્ત્રી સ્વયંસેવકોએ ઉપાડી લીધું હતું. ગાડામાં અને પગપાળા દૂર સુધી મુસાફરી કરીને રશિયન લશ્કરની હીલચાલની અને તેમની વ્યવસ્થાની માહિતી આ બાતમીદારો લાવતાં હતાં.

શરૂઆતમાં ઑસ્ટ્રિયન લશ્કરે લુબ્બીન અને શેલ્મ લેવાની ઈચ્છાથી વિસ્લાના પ્રદેશમાં સામી લડાઈ આપેલી. પહેલાં તો એમનો વિજય થયો, પણ પાછળથી રશિઆએ એ આખું લશ્કર લૅમ્બુર્ગ સુધી હઠાવી કાઢેલું. જર્મન અને ઑસ્ટ્રિયન જનરલ સ્ટાફ કરતાં એના બાતમીદારો પાસેથી એ પ્રદેશના રશિયન લશ્કરની હીલચાલની એને વધારે માહિતી મળતી હતી. રશિયનો નજીક આવે છે એવી ખબરોથી લોકોમાં ગભરાટ વધતો હતો. કેલ્સેથી પીછેહઠ કરવી પડે તોયે આ લિજીઅનો '૬૩ના અવશેષ જેવા રખડુ આદર્શવાદીઓ માત્ર છે એવી છાપ ત્યાંના વતનીઓ પર પાડવાની પિલસુદ્દસ્કીની ઈચ્છા નહોતી.

પ્રુશિયન અને ઑસ્ટ્રિયન લશ્કર સાથે ક્રેકોવ જવાની સૂચના મળી તો યે એને રશિયનો સાથે લડવાની ઘણી ઇચ્છા હતી. દુશ્મનના મોટા લશ્કર સાથે લડવામાં પરિસ્થિતિની અસમાનતા દૂર થાય અને દૂર સુધી પહોંચતી ઝડપી ગોલંદાજીને જંગલમાં અવકાશ મળે નહિ એથી કેલ્સે નજીકના જંગલમાં પડાવ નાખવાનો એણે વિચાર કર્યો. પરંતુ પહેલા જ પ્રસંગમાં જનરલ સ્ટાફના નિર્ણય મુજબ વર્તવું ડહાપણ ભર્યું ગણી, પોતાની બૅટેલી-અનો એણે પાછી વાળી.

લુબ્લીનથી પાછા આવતા જનરલ ડાનકીઅલના લશ્કરની

વ્યવસ્થિત પીછેહઠ સાચવવા માટે બેલેસ્લાવથી દુનાજેક (નદી) સુધીનો વિસ્લાનો પ્રદેશ સાચવીને પિલસુદ્સ્કીએ પાંખરૂપે રહેવાનું હતું. એ વિષે મળેલા હુકમમાં સ્પષ્ટ સૂચના નહોતી, એટલે પોતાની ચાલબાજી અજમાવવાનો એણે આ પ્રસંગ જોયો. વિસ્લા ઓળંગીને નોવી કોરઝીન (Nowy Korczyn) લેવાનો હુકમ કર્યો.(Korczyn)કોરઝીનની ઉત્તરે રશિયન સૈન્ય સાથે ભેરો થયો. સાંજ સુધીમાં રશિયનો પાછા હટયા. આસપાસના ગામોમાં વાતો ફેલાવા લાગી કે પિલસુદ્સ્કીની લિજીઅને રશિયન લશ્કરના એક ભાગને હરાવ્યું. ઘણાએ એને આ યુદ્ધની વ્યૂહરચના પૂછતા હતા. ખરી રીતે તો રશિયન પાયદળ લશ્કરની થોડી ટુકડીઓ સાથે જ એને લડવું પડેલું. રશિયનો પાસે મશીનગનો હતી એ સાચી વાત, જ્યારે પિલસુદ્સ્કી પાસે રાયફલોનું જોર ઠીક હતું એમ કહેવું જોઈએ. પહેલા મળેલા આ વિજયથી પીઠેહઠ કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે એના સૈનિકોનું ગૌરવ હણાયું નહિ.

રશિયન લશ્કરે વધારે ઍર્ટિલીઅનો સાથે ફરીથી આક્રમણ શરૂ કર્યું. વિસ્લા ઓળંગી પાછા ફરવાની વ્યવસ્થિત તૈયારી પર આખી રાત નજર રાખી રહેતાં પિલસુદ્સ્કી તાવમાં સપડાયો. ઘણીએ ના મરજી છતા ડૉક્ટરોના આગ્રહથી એને ક્રેકોવની હૉસ્પીટલમાં મોકલવામા આવ્યો.

# પ્રકરણ ૮ મું

## ઉલીનામાલા—લીમાનોવા આરસીન્કોવીસ

રશિયન લશ્કર સાથેની પહેલી અથડામણુમાં ઑસ્ટ્રિયનોની હાર થઇ હતી. ઑક્ટોબર (૧૯૧૪)માં જર્મનોની સહાયથી બીજું આક્રમણ શરૂ થતું હતું. હિન્ડન્બર્ગ તથા લ્યુડેનડૉર્ફ એ વિગ્રહની દોરવણી કરતા હતા. માઇલોના વિસ્તાર પર વિખેરાએલાં જર્મન અને ઑસ્ટ્રિયન લશ્કરો આગળ વધ્યા વિના ઘણો વખત એક જગ્યાએ પડી રહ્યાં. ઑસ્ટ્રિયનો વિસ્લાના કિનારાથી રશિયનોને દૂર હઠાવી શકયા નહિ અને ડેમ્બ્લીન (અથવા ઈવાનોગોરોડ)ના વિગ્રહમાં હારી ગયા. ઑસ્ટ્રિયન અને જર્મન સૈન્યની પીછેહઠ અનિવાર્ય હતી. આ યુદ્ધમાં પોલીશ લિજીઅનોએ બહાદુરીભર્યો ટકાવ કર્યો હતો. રશિયન પોલૅંડના આક્રમણુમાં લિજીઅનોને સાથે રાખવામાં ઑસ્ટ્રિયનોની માન્યતા હતી કે એ વિભાગની પ્રજા ઑસ્ટ્રિયાની તરફેણુમાં બળવો જગાવશે.

એ વિભાગમાં રશિયાની સરકાર સામે બળવો થયો નહિ અને ઑસ્ટ્રિયાના પરાજયથી સંજોગો બદલાતા લિજીઅનના સૈનિકો ને અમલદારોનું પોલૅંડવિષેનું રાજકારણી દૃષ્ટિબિંદુ ઑસ્ટ્રિયન જનરલ સ્ટાફને આખા લશ્કરની એકતા સાચવવામાં પ્રતિકૂળ લાગ્યું. ઑસ્ટ્રિયન સૈન્યને ગેલીશિયા (ઑસ્ટ્રિયન પોલૅંડ) છોડી દેવું પડે તો હવે પછીનું યુદ્ધ પોલૅંડની સરહદની બહાર થાય એ દેખીતું હતું.સ્વદેશ છોડીને વીએના અથવા પ્રોગનું રક્ષણ કરવા લિજીઅનોને

ખપી જવું પડે એ પિલસુદ્સ્કીને ગમ્યું નહિ. એના કરતાં તો પોલૅંડમાં જ રહી સ્વદેશનું રક્ષણ કરતાં મરતાં સુધી રશિયન સૈન્ય સાથે લડી લેવું પિલસુદ્સ્કીને યોગ્ય લાગ્યું. ઑસ્ટ્રિયન લશ્કર પાછું હઠીને કઇ જગાએ જતું હતું એ સમજાતું નહોતું અને પાછા ફરવાની ઉતાવળમાં રશિયન લશ્કર અને એમની વચ્ચેનું અંતર વધતું હતું.

પિલસુદ્સ્કીને સેનાની થતાં અને જોખમ ખેડતાં આવડતું હતું. રશિયન સૈન્ય કેટલું દૂર હતું એની ચોકકસ માહિતી કોઇને નહોતી. પિલસુદ્સ્કીની ગણત્રી હતી કે ઑસ્ટ્રિયન અને રશિયન સૈન્ય વચ્ચે નાનામરખા લશ્કરની ચાલબાજી માટે માર્ગ રહેતો હતો. એના પ્રિય સાથીદાર સોસન્કોવસ્કી સાથે મસલત કરી થોડું લશ્કર ઑસ્ટ્રિયન સૈન્ય સાથે રાખીને બાકીના માણસો પિલસુદ્સ્કીએ પોતાની સાથે લીધાં. કૂચ કરતી આ ટુકડીઓની પાખ ઉપર પડદારૂપે રહેવા ઘોડેસવાર ચોકીદારો મોકલતા રહી એમના દિશાસૂચન અનુસાર રશિયન અને ઑસ્ટ્રિયન લશ્કર વચ્ચેની ગલીમાથી ક્રેકાવ પહોંચવાનો એનો નિરધાર હતો. આખી યોજનાની સૈનિકોને જરા યે ખબર નહોતી. આ ચાલબાજીની રશિયન લશ્કરને ખબર પડે તો એકે માણુસ જીવતો રહે એમ નહોતું. પિલસુદ્સ્કીએ લીધેલું પગલું રાજકારણી દૃષ્ટિએ જ મહત્ત્વનું હતું. લશ્કરી દૃષ્ટિએ તો ગાંડપણ જ કહેવાય એવું જોખમ એ લેતો હતો. એની પાસેનો ઑસ્ટ્રિયન જનરલ સ્ટાફનો માર્ગદર્શનનો લશ્કરી નકશો તદ્દન નકામો નીવડ્યો. ત્રીસથી ત્રીસ વર્ષ પહેલાંની માપણી મુજબના એ નકશામાં બતાવેલા ગામો અને માર્ગમાં ઘણો ફેરફાર થયો હતો. ઉલીનામાલાના જંગલમાથી માર્ગ કાઢી, ખેતરોની વચ્ચે થઇ એમણે ક્રેકોવનો



જનરલ રિડ્ઝ સ્મિગ્લી (પોલૅન્ડના હાલના માર્શલ)
મહાયુદ્ધના વખતમાં માર્શલ પિલ્સુડ્સ્કી સાથે યુદ્ધચર્ચામાં

રસ્તો લીધો. બાજુનાં મોટાં લશ્કરોની હીલચાલથી અજાણ અને ઑસ્ટ્રિયન લશ્કરનો સહારો છોડી

'બબ્બેની હારમાં ચંદ્રના ઝાંખા પ્રકાશમાં, કાદવમાંથી સાવચેતી અને ચુપકીદીથી લિજીઅન આગળ વધતી હતી. એ દિશાન્તરાલમાં ભૂત જેવા અમે જતા હતા. કૂચ કરતી હરોળમાં આમરણાન્ત લડી લેવાનો સંકલ્પ હું જોતો હતો. વાતાવરણની ભયાનકતા દરેક સૈનિકને જણાઈ ગઈ હતી. ઓછી કલ્પનાશક્તિવાળા સૈનિકોએ પણ પોતાના મોં પર મૃત્યુ અને વિનાશની ધીમા ફૂંકની અસર જાણી લીધી હતી.

એ આખી કૂચમાં એમના નિયમનમાં રજમાત્ર સંકોચ નહોતો, શિસ્તમાં ખામી નહોતી કે સત્વભ્રષ્ટ થયા નહોતા. શાંતિથી અને ફરિયાદના ઉંકારા વિના હુકમનો અમલ થતો હતો. તાલીમવાળાં લશ્કરને થકવી નાખે એવી મજલમાંથી એક સૈનિક લિજીઅન છોડીને નાસી ગયો નથી. મજલનો મોટો ભાગ કઠણ રસ્તા પર નહોતો, પરંતુ ચાસેલાં ખેતરમાંથી ઘસડાવાનું હતું. સારામાં સારી ટુકડીને માટે પણ આ કાંઈ નાનીસરખી પરીક્ષા નહોતી.'

ક્રેકોવ પહોંચતાં સુધી રસ્તામાં રશિયન લશ્કરની કોસેક ટુકડીના થોડા માણસો કેદ પકડાયા હતા. રશિયન લશ્કરની ચોકીદારીની ખામી અને એ પ્રદેશનાં ગામડાંના રહેવાસીઓએ પિલસુદ્સ્કીને રસ્તો બતાવવામાં કરેલી મદદ તથા લિજીઅનની ફરજબજાવણીથી આખું યે પ્રકરણ સલામતીથી પાર ઊતર્યું. રાજકારણી દૃષ્ટિએ ખેડેલા આ સાહસથી પિલસુદ્સ્કીનું સેનાની તરીકેનું માન વધ્યું.

'હલીના પ્રકરણ તરફ ગર્વ અને ઉત્સાહથી હું જોઉં છું. વિગ્રહમાં આવા અનુભવમાંથી ક્વચિતજ પસાર થવું પડતું છે. મને એટલો જ ઉત્સાહ હતો કે આ પહેલાં મારું લક્ષ્ય

સાધના એક જ ચાલ ઉપર બને! મેં દાવ મેં કદી મૂક્યો નહોતો. જોખમ વહોરી લેવાની, જોખમમાં જ આનંદ લેવાની આ વાત નથી. યુદ્ધ અને યુદ્ધસંચાલનમાં જોખમ તો આવવાનું જ. મૃત્યુનું જોખમ સૈનિકને માટે નિર્માયું છે એ નહિ, પરંતુ બાજી હારી જવાનું, ધારેલું લક્ષ્ય મેળવવામાં નિષ્ફળ થવાનું જોખમ—એ જોખમ સેનાનીનું છે. મારી શક્તિ અને યુદ્ધ-સંચાલનના મારા જ્ઞાન ઉપર, મારી અંગત જવાબદારી ઉપર જે ધ્યેયને માટે મેં આ સાહસ કર્યું હતું એ માટે, મને સૌથી પ્રિય હતું તે—સ્વાધીન પોલૅન્ડના સૈનિકોની આ નાનીસરખી શરૂઆતને હોમી દેવા હું તૈયાર થયો હતો.'

આ અરસામાં જર્મન લશ્કરે લોજ(Lodz)તરફ આક્રમણ શરૂ કરવાથી રશિયન લશ્કર આગળ વધતું અટક્યું. દક્ષિણમાં ઑસ્ટ્રિયન લશ્કર ક્રેકોવ ટકાવી રહ્યું હતું. એ પછી લીમાનોવા નજીકના યુદ્ધમાં લિજ્યનોએ ઑસ્ટ્રો-જર્મન લશ્કરની પાંખરૂપે રહેવાનું હતું. રશિયા તથા મધ્યસ્થ સરકારનાં લશ્કરો એક બીજા સાથે મોટી અથડામણમાં આવ્યા વિના આગળ વધવાના પ્રયત્નો કરતાં હતાં. પરંતુ એ ચાલબાજીમાં છેવટે લીમાનોવા અને નોવીસૅાટ્સ આગળ રશિયનોનો પરાજય થયો.

૬ ઠ્ઠી નવેમ્બરે (૧૯૧૪) મારસી-કોવીટ્સની નજીકના પ્રસંગમાં લિજ્યનનાં થોડાં માણસોએ હિંમતથી રશિયન લશ્કરનાં એક વિભાગને કેદ કર્યો. લીમાનોવા વિભાગના યુદ્ધ-સંચાલક ઑસ્ટ્રિયન જનરલ નેગીએ આ સમાચાર જાણી પિલ-સુદ્સ્કીનાં વખાણ કર્યાં. પિલસુદ્સ્કી તથા એની લિજ્યનો તરફ એને માન હતું. અત્યાર સુધી પિલસુદ્સ્કીની મદદમાં રેલીફ઼ેન કે ઘોડેસવાર ટુકડીઓ તથા મશીનગનો નહોતાં તે મોકલવા એણે સૂચના આપી. જનરલ નેગીએ મોકલેલા અમલદારોએ

લશ્કરી શાળાઓમાં યુદ્ધવિદ્યાનું શિક્ષણ લીધું હતું. એમની અને પિલસુદસ્કીની લશ્કરની વ્યવસ્થાની ઢબ જુદી જ હતી. જરા યે આરામ આપ્યા વિના સૈનિકોને અને ઘોડાઓને ચોવીસે કલાક સજ્જ તૈયાર રાખી મૂકવા પિલસુદસ્કીને પસંદ નહોતું. હલ્લો આવશે એવો ભય રાખ્યા કરવાથી સૈનિકોમાં બીક પેસી જાય છે એ પિલસુદસ્કીને ગમતું નહિ. ચાલબાજીની દક્ષતામા જ નહિ પણ લડતાં પહેલાં સૈનિકોને આરામ મળે છે કે નહિ એ પણ જોવાની અમલદારોની ફરજ છે એમ એ કહેતો. એના સહવાસમાં અઠવાડિયું રહ્યા પછી એ અમલદારો પિલસુદસ્કીની જેમ આરામનું મહત્ત્વ શીખ્યા.

એ પ્રદેશનો જનસમૂહ પણ ભારે સહકાર આપતો હતો. જનતાને ભાન હતું કે સૈનિકો એમના હિતને માટે લડતા હતા. અને તેથી તેઓ સૈનિકોને બધી સગવડ આપતા હતા.

લીમાનોવા મારસી-કોવીટ્સના પહાડી અને વિશાળ પ્રદેશમાં લિજીઅનોની ચાલબાજીથી રશિયન સૈન્ય આગળ વધતું અટક્યું હતું. થોડું પાછા હઠી નોવીસૅાટ્સમાં એકત્ર થઇને રશિયન લશ્કર આગળ વધવાની તૈયારી કરતું હતું. એ હીલચાલ દૂરથી જોઇ શકાતી હતી. પિલસુદસ્કીનું અનુમાન હતું કે રશિયન લશ્કર એ પ્રદેશ છોડી જવાની તૈયારી કરે છે. એ અનુમાન ઉપર આગળ વધવામાં પિલસુદસ્કીની ટુકડીને મોટા રશિયન લશ્કરે ત્રણે બાજુએથી ઘેરી લીધી. મશીનગનો સામે આખી ટુકડીની એક જ કબર થાય એવા અણીના વખતે વ્યવસ્થિત રીતે પાછા ફરવામાં થોડી મદદ મળી ગઈ. મારસી-કોવીટ્સ આગળથી પાછા હઠી, પિલસુદસ્કીએ એના લશ્કરને લીમાનોવા–મારસી-કોવીટ્સના રસ્તા પર પાથરી દીધું.

એ પછી ૮ થી ૧૧મી સપ્ટેમ્બર (૧૯૧૪) સુધી ઑસ્ટ્રિયનોની જમણી પાંખ પર રહી, લીમાનોવાના યુદ્ધમાં લિજીઅનોએ જે શૌર્ય બતાવ્યું એની ઑસ્ટ્રિયન અમલદારોએ પ્રશંસા કરી છે. આ યુદ્ધમાં રશિયનોને ડુનાજેક નદીને બીજે પાર જતા રહેવું પડ્યું હતું.

૧૯૧૫માં મધ્યસ્થ સરકારના લશ્કરો સાથે ઘણા યુદ્ધોમાં લિજીઅનોએ ભાગ લીધો. ૧૯૧૫ની ૪ થી ઑગસ્ટે રશિયનોને વૉરસૉ છોડવું પડ્યું. જર્મન સેનાની ફૉન બેસેલરે ૨૮મી ઑગસ્ટે વિસ્ચુલાના કિનારા પરનો મોડલીન કિલ્લો (અથવા નોવો જ્યૉર્જીએવસ્ક)—રશિયાની એ સરહદ પરનો છેલ્લા થાણા જેવો ગણાતો કિલ્લો—લીધો. એ પ્રમાણે અત્યારના સ્વતંત્ર પોલૅન્ડનો બધો યે પ્રદેશ ધીમે ધીમે મધ્યસ્થ સરકારના હાથમાં આવી ગયો હતો.

યુદ્ધની શરૂઆતથી ૧૯૧૫ની શરૂઆતમાં એન કે એન ની ભરતી કરવાની પ્રવૃત્તિને એણે સાથ આપ્યો હતો. ૧૯૧૫ના જૂન પછી પરિસ્થિતિ બદલાતી હતી.

# પ્રકરણ ૯મું

## મહાયુદ્ધમાં રશિયાનો પરાજય

## લિજીઅનોને સંદેશો–મધ્યસ્થ સરકારનો કેદી

રશિયનો પાછા હઠતા હતા. ૨૮મી ઑગસ્ટે રશિયનોએ વૉરસા છોડયું અને સપ્ટેંબરની આખરે તો રશિયન પોલૅંડનો બધો ભાગ મધ્યસ્થ સરકારના હાથમા આવ્યો. હજી સુધી મધ્યસ્થ સરકાર કશી બાંહેધરી આપતી નહોતી. ઐતિહાસિક પોલૅંડનો સર્વનાશ કરવામાં અને સ્વાધીનતાના પ્રયત્નો કચડી નાખવામાં રશિયાએ મુખ્ય ભાગ લીધો હતો. રશિયા સામે વિગ્રહમાં જોડાવા પિલસુદ્સ્કીની નેમ ઑસ્ટ્રિયા તથા જર્મનીને સહાય કરવાની માત્ર નહોતી. પોલૅંડની સ્વાધીનતાનો પ્રશ્ન જ મુખ્ય હતો.

૧૯૧૬ની ૨૫મી જુલાઇએ પિલસુદ્સ્કીએ એનું તથા મધ્યસ્થ સરકારનું પોલૅંડ વિષેનું દષ્ટિબિંદુ એક ન હોવાને કારણે રાજીનામું આપ્યું. ઑસ્ટ્રિયન અમલદારો રાજીનામું સ્વીકારતા નહોતા, પરંતુ જર્મન અમલદારોને વિરોધી તત્ત્વ ખૂંચતું હતું એટલે ૩જી સપ્ટેંબરે એનું રાજીનામું સ્વીકારવામાં આવ્યું.

એન.કે.એન.ના તંત્રવાહકો મધ્યસ્થ સરકારનું હિત જોતા હતા, આથી પિલસુદ્સ્કીએ પોતાનો સાથ આપવો બંધ કર્યો, અને એન.કે.એન.ની અસરથી મુક્ત સ્વતંત્ર પોલીશ લિજીઅનની ભરતી માટે બીજી સંસ્થા–પોલીશ મિલીટરી ઑરગૅનિઝેશન (P.O.W. ટૂંકું નામ) શરૂ કરવાની મિત્રોને સૂચના આપી. એ માટે જોઈતા નાણાં ભેગાં કરવા માટે લિજીઅનના

અમલદારોએ નામનો જ પગાર લેવાનું ઠરાવ્યું

વિભાગના સૈનિકોને પોલૅંડની રાષ્ટ્રીય અસ્મિતાનું ભાન કરાવવા અને એ સૈનિકો માતૃભૂમિની સ્વાધીનતા માટે લડતા હતા એ લક્ષ્ય ભુલાય નહિ એ માટે પિલસુદ્સ્કી અવારનવાર પ્રોત્સાહનના સંદેશા મોકલતો હતો ૧૯૧૬ની ૬ઠ્ઠી ઑગસ્ટે કેમ્પની ઐતિહાસિક કૂચની બીજી સંવત્સરીને દિવસે એણે નીચેનો સંદેશો મોકલ્યો હતો

૬ઠ્ઠી ઑગસ્ટ ૧૯૧૬

સૈનિકો,

૬ઠ્ઠી ઑગસ્ટ ૧૯૧૪ને આજે બે વર્ષ થાય છે પોલૅંડની ભૂમિ ઉપર એના જ પુત્રોએ સ્વદેશ માટે લડવાને ઝંડો ફરકાવ્યો એ દિવસ આપણાં હૈયાંમાં ચિરસ્મરણીય છે મોખરે રહી તમારી સાથે યુદ્ધમાં ઊતરતી વખતે આપણા માર્ગમાં રહેલી મોટી મુશ્કેલીઓ મારી જાણમાં હતી ક્રેકોવવાસીઓને તમારી શક્તિમાં શ્રદ્ધા નહોતી, અને ક્રેકોવની દીવાલોમાંથી તમને લઈને કૉંગ્રેસકિંગ્ડમનાં શહેરો અને ગામડામાં દાખલ થયો ત્યારે આપણા પૂર્વજોની કબરમાંથી સ્વદેશ વિનાના સૈનિકનું રુદ્ર મારી આંખો સામે આવીને ઊભું રહેલું ઇતિહાસમાં આપણી સ્મૃતિ આવી જ રહેશે, અથવા તો આપણી પાછળ

"સ્ત્રીઓનાં આક્રંદ,
અને રાત્રે ચૂલા તણી જીવનની લાંબી કથની,"

એમ મૂકી જઈશું એ તો ભવિષ્ય જાણે પરંતુ આજે આપણે યુદ્ધમાં જઈએ છીએ એ વખતે સ્વાભિમાનથી રક્ષણ કરવા જેવું અમૂલ્ય ધન આપણે મેળવ્યું છે બધા યે સૈનિકોએ અસમાન વિધિ સામે લડીને, ખૂન વહાવીને યુદ્ધમાં ઊતર્યા એ વખતે નહોતું એવું પોલીશ સૈનિકનું ગૌરવ પોતાનું કર્યું છે. એનાં શૌર્ય અને શિસ્ત પર કોઈને યે શંકા રહી નથી

તમારી સરદારી મારી પાસે છે ત્યાં સુધી તો પોલૅંડના પ્રથમ સૈનિકનું ગરવું પદ, છેવટ સુધી અને બધું હોમી દેવું પડે ત્યાં સુધી સાચવીને, ભવિષ્યની પ્રજાને અણીશુદ્ધ આપવાનું છે. અને સૈનિકો, તમારી પાસેથી પણ પૂરા શૌર્યથી આ હું માગું છું. યુદ્ધભૂમિ પર ગોળીઓના વરસાદ નીચે કે પ્રજાની સાથેના સહવાસમાં સેનાનીઓ અને સૈનિકોએ એવી રીતે વર્તવું જોઈએ કે એમના સૈનિકના પોષાકને કલંક રૂપ ન થાય, અને જે ધ્વજ નીચે એકતા મેળવી છે તેનું ગૌરવ પણ હણાય નહિ. આ ધ્યેય માટે બે પ્રકારના—લોહી રેડીને અથવા એ વિનાના—ભોગ આપવાના છે. બે વર્ષો વીત્યાં છે. આપણા દેશનું ભાવિ હજી યે ત્રાજવામાં છે. તમારી અને મારી ઈચ્છા જાહેર કરવાની તક લઇ મને કહેવા દો કે આવતે વર્ષે સ્વાધીન પોલૅંડના સ્વતંત્ર સૈનિકોને મારો આદેશ કહેવાનો પ્રસંગ આવે.

જોસેફ પિલસુદસ્કી

રશિયન પોલૅંડનો મોટો ભાગ જર્મનોના હાથમાં હતો. અને ફૉન બેસેલર વૉરસૉમાં ગવર્નર જનરલ નીમાયો હતો. મધ્યસ્થ સરકારની ઇચ્છા તો એમને માટે લડવાને પોલૅંડમાંથી લશ્કરની ભરતી કરવાની હતી. રશિયન પોલૅંડની કેવી રીતે વહેંચણી કરી લેવી એનો નિર્ણય જર્મની અને ઑસ્ટ્રિયા તાતકાલિક કરી શકે એમ નહોતું. જર્મન ગવર્નરજનરલ બેસેલરે જોયું કે ભરતી માટે પોલૅંડવાસીઓને ખેંચવા માટે એમને સંતોષવા પૂરતી યે જાહેરાત થવી જરૂરની હતી. ૧૯૧૬ની ૫મી નવેંબરે મધ્યસ્થ સરકારે પોલૅંડની સ્વાધીનતાની જાહેરાત કરી. મિત્ર રાજ્યોને હંફાવવાની તૈયારી થતી હતી અને એ સંજોગોને લીધે વિભક્ત પોલૅંડના બે રાજ્યોને પોલૅંડની સ્વાધીનતાનો સિદ્ધાંત કબૂલ કરવો પડ્યો. પાંચ મહિના પછી ૧૯૧૭ની ૨૯મી માર્ચે એજ સિદ્ધાંતની જાહેરાત કેરેન્સ્કીની સરકારે પણ કરી.

૧૯૧૬ના નવેંબર ૯મીની જાહેરાતમા પોલૅંડવાસીઓને લશ્કરની ભરતી માટે આમંત્રણ આપવામા આવ્યુ એ જાહેરાતમા જણાવાયુ હતુ કે થોડા વખત માટે બધી કારોબારી સત્તા તો મધ્યસ્થ સરકારના હાથમા જ રહેવાની હતી. એનો પ્રજાએ યોગ્ય જવાબ આપ્યો પોલૅંડવાસીઓને લશ્કરમા જોડાવાનુ કહેવાનો અધિકાર પોલૅંડની સ્થાપિત સરકારનો હોય –બીજાઓનો નહિ એટલે એમાથી રસ્તો કાઢવા તાત્કાલિક કામ માટે કાઉન્સીલ ઑફ સ્ટેટ નક્કી કરવામા આવી પિલસુદ્સ્કીને લશ્કરી ખાતુ સોપવામા આવ્યુ. લશ્કરની ભરતી અને અમલદારી વહીવટ સબંધે ફૅાન બેસેલર પોલૅંડવાસીઓને મનાવી શકે એમ નહોતુ વળી પોલૅંડની સ્વાધીનતાની રશિયાએ કરેલી જાહેરાતથી વિરોધ વધતો હતો ઘણી ચર્ચાને અંતે ફૅાન બેસેલર અને કાઉન્સીલે લિજ્યનના સૈનિકો તથા અમલદારોએ લેવાનું વફાદારીનું સોગંદનામુ ઘડી કાઢ્યુ એમા જર્મની તથા ઑસ્ટ્રિયાના શહેનશાહને વફાદાર રહેવાના સોગંદ લેવાના હતા આના વિરોધમા પિલસુદ્સ્કી તથા એના સાથીઓએ ૨ જી જુલાઇએ (૧૯૧૭) રાજીનામુ આપ્યુ લિજ્યનના સૈનિકોના ઘણા મોટા ભાગે સોગંદ લેવાની ના પાડી. એમના હથીઆરો લઈ લેવાયા અને બધાને કેદીઓની છાવણીમા રાખવામાં આવ્યા પિલસુદ્સ્કી તથા સોસન્કોવ્સ્કીને ૧૯૧૭ની ૨૨મી જુલાઇએ કેદ પકડી જર્મની લઈ નજરકેદ રાખવામા આવ્યા

## પ્રકરણ ૧૦ મું

### માગડેબર્ગ–બર્લિન–વૉરસૉ

પિલસુદ્સ્કી તથા સોસન્કોવસ્કીને સ્થાન્કુ આગળ છૂટા પાડવામાં આવ્યા. જુદા જુદા કિલ્લાઓમાં રાખીને છેવટે બર્લિનની નજીક માગડેબર્ગના કિલ્લામાં લશ્કરી અમલદારોને નજરકેદ રાખવાના બંગલામાં પિલસુદ્સ્કીને રાખ્યો હતો. ઉચ્ચ દરજ્જાના રાજદ્વારી કેદીને યોગ્ય વર્તાવ એની સાથે રાખવામાં આવ્યો. એની તબિયત નરમ થતાં પહેરેગીર સાથે સારવાર માટે જવાની પણ એને છૂટ આપવામાં આવી.

બહારની દુનિયા સાથેનો એનો વહેવાર બંધ થયો હતો. એકાન્તના લાંબા દિવસોમાં લિજીઅનો ઊભી કરવામાં સાથ આપનારા એના મિત્રો અને સાથીઓ એને યાદ આવતા. સુખદુ:ખનાં એ સ્મરણોને ભૂલી જવા સેનાની તરીકેના પોતાના વર્તનનું અવલોકન કરવા માંડ્યું. લખવા માટે પૂરતાં સાધનો મળે એવું નહોતું, એટલે કામ ચલાવ્યા વિના એને અટકમાં રાખ્યો હતો, તે સંબંધમાં પત્રવ્યવહાર કરવાના બ્હાના હેઠળ લખવાનાં સાધનો માગી લીધાં. એને જર્મન બરાબર આવડતું નહોતું એટલે અરજી તૈયાર કરવામાં કાગળો નકામા જાય માટે વધારે કાગળો એણે માગ્યા હતા.

મહાવિગ્રહ પહેલાં જગતનાં યુદ્ધોના અભ્યાસ પાછળ ગાળેલાં દસ વર્ષો એને યાદ આવ્યાં. એ વિષે એક જગાએ પિલસુદ્સ્કીએ લખ્યું છે:

દસ વર્ષ સુધી પ્રજાજીવનમાં નેતા રૂપે મેં કીમાર ભૂમિમાં શ્વાસ નાખ્યા હતા કલોઝેવીટ્સે (Clausewits) કહ્યુ છે તેમ સંદેહ અને અચોકસતાનાં તત્ત્વો અને નિગકરણ કદી આવે જ નહિ એવાં પાર વિનાનાં અને એકબીજાથી વિરોધી મતવ્યો-માંથી માર્ગ કાઢવા એલેક્ઝાન્ડરે ઇતિહાસ પ્રસિદ્ધ ગ્રથી તોડવાને વાપરેલી તરવારની જેમ—નિર્ણયની તરવાર—આદેશની તરવાર વાપરી નિરાકરણ કરવાનુ હોય છે

પિલસુદ્સ્કીએ જોયુ હતુ કે હુકમનું પાલન કરનાર સૈનિકોની જવાબદારી ઉપરાંત, પરાજ્ય વખતે નેતૃત્વની નિષ્ફળતાથી બીજાઓનો ભોગ અપાયો હોય એ વખતે સેનાનીએ જ નિર્ભર્ત્સના નો દુઃખ સહેવાનો હોય છે.

વિગ્રહનો પહેલો અનુભવ જે લડાઇથી થયો તે ઉલીના માના, માસ્સીન્કોવીટ્સ અને બીજી લડાઇઓનુ લશ્કરી દૃષ્ટિએ વર્ણન કરવા એણે નિર્ધાર્યું થોડા વખત પછી જનરલ સોસન્કોવસ્કીને પિલસુદ્સ્કી સાથે રાખવામા આવ્યો. એના આવ્યા પછી પિલસુદ્સ્કીને રાહત મળી લખવાનું બંધ થયુ કમાએ સુધી ગેતરજ રમવામા કે યુદ્ધની ચર્ચામા એમનો વખત જતો. મહાયુદ્ધનુ સ્વરૂપ બદલાતુ હતું મધ્યસ્થ સરકારના સૈન્યો ટકી શકતા નહોના ચોકી અને અટકાયત (blockade)ને લીધે એમને યુદ્ધની સામગ્રી અને કાચો માલ મળવો મુશ્કેલ થતા હતા આ બને કેદીઓ તરફનું જર્મન સરકારનું વલણ ઓછુ સખત થવા માડયુ હતુ અમલદારોની સાથે શહેરમા ફરવા જવાની એમને છૂટ આપવામા આવી

એમને મળતા છાપાઓમા પહેલા તો જર્મનીના વિજયના સમાચારો આવતા હતા, ધીમેધીમે એ સમાચારો અચોક્કસ થતા હતા સપ્ટેંબરમા એક દિવસ ચિત્ર શિલ્પ અને લલિત

કળાનો શોખીન કાઉન્ટ હેરી કેસ્લર એમને મળવા આવ્યો. મળવાનો કંઈ પ્રસંગ હતો નહિ, પણ સામાજિક વિવેક બતાવવા મીઠાઇ વગેરે લઇને આવ્યો હતો. એ વખતે કેસ્લર જર્મન સરકારના વિદેશખાતામાં હતો. અર્ધસત્તાવાર કામગીરી પર એ આવ્યો હતો. પોલૅંડને કારોબારી જવાબદારી આપવામાં આવે તો જર્મની સાથે પિલસુદ્સ્કી કેવો વહેવાર રાખવા ઇચ્છતો હતો એ એને જાણવું હતું. પિલસુદ્સ્કી કેદી હતો. કેદી હોય ત્યાંસુધી કશી કબૂલાત આપવા તે બંધાતો નહોતો. એનો ઉદ્દેશ તો પહેલેથી એક જ હતો. પડોશનાં રાજ્યોના આશ્રય વિનાનું સ્વાધીન પોલૅંડ.

જર્મન છાપાંઓમા યુદ્ધના સમાચાર ઓછા થતા હતા. મધ્યસ્થ સરકારનો પરાજય થતો હોય એમ લાગતું હતું. એવામાં એક સવારે એમનો ચોકીદાર 'ડાઇ વોક' (Die Woche) લઇને દોડતો આવ્યો. એના પહેલા જ પાના પર પિલસુદ્સ્કીનું ચિત્ર આપ્યું હતું અને એની નીચે—'જનરલ પિલસુદ્સ્કી, પોલૅંડના લશ્કરનો નવો સેનાની' એટલા શબ્દો હતા. વૉરસૉમાં નવી સ્થપાએલી સરકારે એને માટે યુદ્ધમંત્રીની જગા રાખી મૂકી હતી.

૧૯૧૮ના નવેમ્બરની શરૂઆતમા કેસ્લર અને ફૅાન ગલ્પન, પિલસુદ્સ્કી તથા સોસન્કોવસ્કીના બીનશરતી છૂટકારાનો હુકમ લઇ આવ્યા હતા. જર્મનીમાં ક્રાન્તિ શરૂ થની હતી. માગડેબર્ગથી ટ્રેનવહેવાર બંધ હતો. એ બધા મોટરમાં જ બર્લિન પહોંચ્યા. વૉરસૉ સાથેનો ટ્રેનવહેવાર પણ બંધ હતો. પિલસુદ્સ્કી તથા સોસન્કોવસ્કીને હૉટેલ કૉન્ટીનેન્ટલમાં ઉતારો આપવામાં આવ્યો હતો. જર્મન પરદેશખાતાનો કાઉન્ટ

લર્ચેનફીલ્ડ પિલસુદ્સ્કીને મળવા માગતો હતો. પિલસુદ્સ્કી પાસે જર્મની સાથેના સહકારની એને કબૂલાત લેવી હતી.

બીજે દિવસે કેસ્લરે એને જમવા નોતર્યો હતો. સૈનિકના પોશાકમાં તરવાર વિના પિલસુદ્સ્કી બહાર કેમ નીકળે? બર્લિનની દુકાનો બંધ હતી. કેસ્લરે પોતાની તરવાર એને આપી. ઇમ્પીરીઅલ જર્મનીની પિલસુદ્સ્કીને એ ભેટ હતી! ૯મીએ સવારે અન્ટર ડન લીન્ડન અને પેરીઝર પ્લાટ્ઝ પહોંચતાં છાપાં વેચનારા બૂમો પાડતા હતા—'કૈસરનો ગાદીત્યાગ–ગાદીત્યાગ.'

ખાણા ઉપર વાતો કરવાના જર્મન અધિકારીઓએ બહુ પ્રયત્ન કર્યા. પ્રિન્સ હેટ્ઝફેલ્ટને બે વખત ટેલીફોન પર જવું પડ્યુ. વીલ્હેલ્મસ્ટ્રાસમાંથી ખબર હતા કે બર્લિનમાં ક્રાન્તિ શરૂ થઇ ચૂકી હતી. એમને વૉરસૉ જવા માટે ખાસ ટ્રેન તૈયાર કરવામાં આવી. બીજે દિવસે સવારે ત્યાં પહોંચતાં એને લેવાને હજારો માણસો આવ્યા હતાં.

## પ્રકરણ ૧૧ મું

## રાષ્ટ્રનો પ્રથમ નાગરિક

પિલસુદ્સ્કી બર્લિનથી પાછો આવ્યો ત્યારે દેશનો મોટો ભાગ જેના તરફ એક વખતે શંકાશીલ મનોવૃત્તિથી જોતો હતો એવા ઝહાલ પક્ષનો નેતા એ નહોતો,પરંતુ યુરોપનાં ત્રણ સામ્રાજ્યોનાં પતન પછીની અરાજકતામાંથી નવી દુનિયામાં પોલૅંડનું ભાવિ જેને સ્વાભાવિક રીતે જ સોંપવાનું હતું એવો એક રાષ્ટ્રીય અગ્રણી હતો. દેશમાં આંતરવિગ્રહ ક્યારે જાગે એ કહેવું મુશ્કેલ હતું. સરહદના પ્રાંતોમાં માંહોમાંહે લડાઇ શરૂ થઈ હતી. કાઉન્સીલ ઑફ રીજન્સી આ વસ્તુસ્થિતિને પહોંચી વળે એમ નહોતું. એ કાઉન્સીલે બધી કારોબારી સત્તા (૧૪-૧૧-૧૯૧૮) પિલસુદ્સ્કીને સોંપી એને (Chief of State) 'રાષ્ટ્રના પ્રથમ નાગરિક'ના પદે નિયુક્ત કર્યો. ૧૭૯૪માં દેશને યોગ્ય માર્ગે દોરવવા કોશિયુસ્કોને બધી સત્તા આપીહતી તેમ પ્રજાએ એનામાં વિશ્વાસ રાખીને સ્વાધીનતાનો એક માત્ર રક્ષક એને ઠરાવ્યો.

પિલસુદ્સ્કીને સત્તા આપવામાં આવી ન હોત તો પોલૅંડની સ્વાધીનતા અને પોલૅંડનું અસ્તિત્વ હોત કે કેમ એ શંકાભરેલું છે. એ વખતે પોલૅંડને નિર્ણીત સરહદ હતી નહિ, રાજ્યસત્તા હતી નહિ. રાજ્યનું નાણાખાતું નહોતું, લશ્કર નહોતું. પૂર્વ યુરોપની યુદ્ધભૂમિ પોલૅંડ હતું. આક્રમણ કરનારાં લશ્કરો ઘણી વખત પોલૅંડમાંથી પસાર થયા હતાં. ગામડાં અને શહેરો, પૂલો, રેલવે, શાળાઓ, કારખાનાંઓ, જાહેર કામકાજ માટેનાં મકાનો

—બધુ એ નવેમ્બરથી ઊભું કરવાનું હતું દેશભરના ખેતરો પડતર જમીન જેવા થઈ ગયા હતા. અનાજ નહોતું, હજારો માણસો નિરાધાર હતા પહેલાના વિભક્ત પોલૅંડમા જુદાજુદા કાયદા હતા દેશનું ચલણ (currency) એક નહોતુ અને એની યે કીમત ઘટી ગઇ હતી

શરૂઆતના એ દિવસોમા વેપારી મહાજનો, ખેડૂતો અને કારખાનાના માલિકોના મંડળો પોતાની મુશ્કેલીઓ લઇને એની સલાહ લેવા આવતા. એ બધાને શાન્તિથી સાભળી સંતોષ આપીને રવાના કરતો એક દિવસ વૉરસૉના નગરશેઠ પાસે કામદાર મંડળોની અરજી આવી એમા ચાલીસેક માગણીઓ કરી હતી, અને માગણીઓ સ્વીકારવામા ન આવે તો હડતાળ પાડવાની ધમકી હતી પગારમા એમણે સો ટકા જેટલો વધારો માગ્યો હતો નગરશેઠ પિલસુદ્સ્કીની સલાહ લેવા ગયો અને લશ્કરની મદદ માગી પિલસુદ્સ્કી લશ્કરની મદદ આપવા કબૂલ થયો નહિ ખાધાખોરાકીના ભાવો વધી ગયા હતા અને કામદારોના પગારમા વધારો થવાની જરૂર હતી એ સાચી વાત, પરંતુ હજી તો દેશ પગભર થયો નહોતો ત્યા હડતાળની ધમકી આપી બધો વહેવાર અટકાવી દેવો એ કંઈ વાજબી કહેવાય નહિ એમ એને લાગ્યુ હડતાળીઆઓની સામે શહેરીઓનું સ્વયંસેવકદળ ઊભું કરવાની એણે સૂચના આપી અને સાથેસાથ એક તપાસસમિતિ નીમી કામદારોને યોગ્ય વધારો અપાવ્યો

પોલૅંડને વહેંચી લેનારા ત્રણે મોટા રાજ્યોમા ક્રાન્તિ થઇ ચૂકી હતી દેશમા અંધાધુંધી પ્રવેશતી અટકાવવા મજબૂત હાથે કામ લેવાની જરૂર હતી એ માટે પિલસુદ્સ્કીએ પહેલા તો લિથુઅનના સૈનિકો અને અમલદારોને ભેગા કરી લશ્કર

એકઠું કર્યું. વાતોમાં વખત ગુમાવવાનો અવસર નહોતો. દેશને માટે કાયદા ઘડવાના હતા. પ્રજાના આરોગ્યની તપાસ રાખવા જાહેર સુખાકારીનું ખાતું શરૂ કરવું ઘણું જરૂરનું હતું. જમીનના કાયદામાં સુધારા કરવાના હતા. પરંતુ એ બધું એકીસાથે થવું મુશ્કેલ હતું.

૧૯૧૮ની ૧૭મી નવેંબરે પિલસુદ્દસ્કીએ વિભક્ત પોલૅંડના ત્રણે વિભાગના પ્રતિનિધિઓ સાથેનું સમાજવાદી પક્ષની બહુમતીવાળું પ્રધાનમંડળ નીમ્યું, અને એ પ્રધાનમંડળને સૌથી પહેલું સ્વતંત્ર પોલૅંડનો કારોબાર ચલાવવા માટે પાર્લામેન્ટની ચૂંટણી કરવાના કાયદા ઘડવાનું કામ સોંપ્યું. નૂતન પોલૅંડની પાર્લામેન્ટમાં પ્રતિનિધિઓ મોકલવા માટે સ્ત્રીપુરુષ બંનેને જાતીય ભેદ વિના સરખા હક્ક મળ્યા.

પોલૅંડના હિતનું રક્ષણ કરવા ૧૯૧૪–૧૮ના મહાયુદ્ધના છેવટના ભાગમાં રોમન ડમોવસ્કી અને પેડેરેવસ્કીએ 'નૅશનલ કમિટી' પેરિસમાં સ્થાપી હતી. વરસેલ્સના કરારોની પરિષદમાં(જાન્યુ.૧૯૧૯) મિત્ર રાજ્યો આ નૅશનલ કમિટીને પોલૅંડના પ્રતિનિધિ તરીકે મંજૂર રાખતા હતા. પિલસુદ્દસ્કીને તેઓ ઓળખતા નહોતા અને વૉરસૉમાં સ્થપાએલી સમાજવાદી સરકારને કબૂલ કરવા તૈયાર નહોતા. નૅશનલ કમિટી સ્થાપનાર પક્ષના સભ્યોએ લશ્કરને હાથમાં લઇ પિલસુદ્દસ્કી પાસેથી સત્તા લઇ લેવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યો. આ પછી બે પક્ષ વચ્ચે સમાધાની કરવા પેડેરેવસ્કીને વડો પ્રધાન નીમવામાં આવ્યો.

૧૯૧૯ની ૧૦મી ફેબ્રુઆરીએ પાર્લામેંટની પહેલી સભા મળી. ૨૦મી ફેબ્રુઆરીએ પિલસુદ્દસ્કીએ એને 'ચીફ ઑફ સ્ટેટ' તરીકે આપવામાં આવેલી બધી સત્તા પાર્લામેંટને પાછી

સોંપી પરંતુ પ્રજાસત્તાકનો નવો પ્રમુખ ચૂંટાય ત્યાંસુધી એ સાચવવાનો એને આગ્રહ કરવામાં આવ્યો. પણ નવું બંધારણ ઘડાઇને પ્રમુખની ચૂંટણી થાય એ પહેલાં રશિયા સાથે વિગ્રહ થયો અને નવા પ્રમુખની ચૂંટણી ૧૯૨૨માં થઈ ત્યાં સુધી બધી સત્તા પિલસુદ્સ્કીના હાથમાં રહી.

દેખીતી રીતે પિલસુદ્સ્કીનું જીવનકાર્ય પૂરૂં થયુ હોય એવું લાગતું હતું. બાળપણનું એનું સ્વપ્ન સાચું પડયું. પોલૅંડ સ્વાધીન થયું હતું. પરંતુ ત્રણે સરહદનાં મોટાં રાજ્યો સામે પોલૅંડ એકલું ટકી શકે એમ નહોતું. પોલૅંડ, લૅટીવિયા, ઇસ્ટોનિયા, લીથુઆનિયા, યુક્રેન એ બધા રાષ્ટ્રો એક થઇ લોકશાસનવાળા સમવાય તંત્રમાં જોડાય એવી એની આકાંક્ષા હતી. રશિયામાંથી નાસી છૂટતો અને બોલ્શેવીકો સાથે લડી રહેલો વિનીત પક્ષ (whites) બોલ્શેવીકોને હરાવી સત્તા ઉપર આવશે એવી શ્રદ્ધા મિત્ર રાજ્યોને હતી, એટલે પિલસુદ્સ્કીની આ યોજનાને મિત્રરાજ્યોએ વજન આપ્યુ નહિ.

## પ્રકરણ ૧૨ મું

### વૉરસૉનો વિગ્રહ—વિસ્લાને તીરે બોલ્શેવિકોનો પરાજય-રીગાના કરાર

સરહદ પરના સમૃદ્ધ પ્રદેશમાં ભાગ પડાવવા બાજુનાં રાજ્યો તૈયારી કરતાં હતાં, અને કેટલીક જગાએ તો એ રાજ્યોનાં લશ્કર પોલૅંડની સરહદમાં દાખલ થઈ ચૂક્યાં હતાં. પેડેરેવસ્કી અને નૅશનલ કમિટી પેરિસમાં રહી પોલૅંડની સરહદ નક્કી કરે એ કરતાં પોલૅંડના પ્રથમ ભાગલા પડ્યા એ વખતનો બધો પ્રદેશ કબજે કરી લેવાનો પિલસુદ્સ્કીએ વિચાર કર્યો, કે જેથી પોતાને અનુકૂળ સરહદ મિત્ર રાજ્યો પાસે નક્કી કરાવી શકાય.

પોલૅંડવાસીઓનુ ફ્રાન્સમા ઊભું કરેલું લશ્કર આવી પહોંચતાં એપ્રિલ ૧૯૧૯માં પિલસુદ્સ્કીએ પૂર્વ તરફ લશ્કર મોકલ્યું. આક્રમણ કરતું એ લશ્કર વચ્ચેના પ્રદેશો જીતી લેતું છેક ખીવ સુધી પહોંચ્યુ. એની સામે ૧૯૨૦ના જુન મહિનામાં રશિયન લશ્કરે વ્યવસ્થિત આક્રમણ શરૂ કર્યું. જનરલ રીડઝ સ્મીગ્લીને ખીવ છોડવું પડ્યું અને એ પીછેહઠમાં ભારે ખુવારી થઇ. સ્વાધીનતાના શરૂઆતના વર્ષોમાં આક્રમણકારી રાજનીતિ વિનાશનું કારણ થઇ પડે એવું હતું. લશ્કરનું અને દેશનું સત્ત્વ ભ્રષ્ટ થયું હતું. બધે ભયની લાગણીથી ગભરાટ વધતો હતો. રશિયન લશ્કરની સરદારી ટુખાચેવસ્કીના હાથમાં હતી. પહેલાં એ સેંટપિટર્સબર્ગમાં શાહી લશ્કરમાં અમલદાર હતો. પરંતુ

૧૯૨૭ના માર્ચમાં એણે ટ્રૉટ્સ્કીને પોતાની સેવા આપી. યુરોપભરમાં એણે સાથે બોલ્શેવીઝમનો ફેલાવો કરવાના ઉત્સાહમાં આગળ વધતાં લશ્કરને માટે ખોરાકીની નિયમિત ગોઠવણ તથા સંદેશાના વહેવાર તરફ એણે જોઇતું લક્ષ આપ્યું નહિ

પોલૅન્ડવાસીઓએ ફરી પાછી સ્વાધીનતા ભયમાં આવેલી જોઇ. જુલાઇમાં રાષ્ટ્ર સંરક્ષણ સમિતિ સ્થાપવામાં આવી. નાણાખાતાનો પ્રધાન મિત્રરાજ્યોની મદદ લેવા ગયો. ઇંગ્લંડ અને ફ્રાન્સ પોલૅંડ માટે લડવાના સાધનો આપવા તૈયાર હતા, પણ એમનો પ્રજામત વિરોધમાં હતો. એ બને દેશોએ સલાહકારો મોકલવા નક્કી કર્યું એમા લૉર્ડ ડી' એબર્નોન અને જનરલ વેગાન્ડ મુખ્ય હતા.

ઇંગ્લંડ, ફ્રાન્સ અને ઇટલીએ શસ્ત્રસામગ્રી મોકલી હતી. આ સલાહકારોએ લશ્કરને technical બાજુએ મજબૂત કરવામાં ઘણી મદદ કરી, તેમજ અકળાએલા લશ્કરને વ્યવસ્થિત કરવામા ધ્યાન આપ્યું. રશિયન લશ્કર વૉરસૉથી થોડે દૂર આવી પહોચ્યું હતું. તુખાચેવસ્કીએ બધું લશ્કર વૉરસૉના ઘેરા માટે ભેગું કરવાને બદલે લશ્કરના ત્રણ વિભાગ પાડયા હતા. વૉરસૉને ડાનઝીગથી છૂટું પાડવાના ઇરાદાથી થોડું લશ્કર ટોરુન મોકલ્યું, બીજો ભાગ દક્ષિણમાં લૅમ્બર્ગ તરફ મોકલ્યો, અને ત્રીજા ભાગને વિસ્ચા ઓળગી દક્ષિણ બાજુએથી વૉરસૉ પર હલ્લો કરવા માટે રાખ્યુ. એ યોજનામાં વૉરસૉનો મોટો ભાગ ખુલ્લો રહેતો હતો. પોલીશ લશ્કરની ખીલવથી વૉરસૉ સુધીની પીછેહઠ જોતા તુખાચેવસ્કીને ખાત્રી હતી કે વૉરસૉને પડતા વાર નહિ લાગે, એટલે સામેના લશ્કરની હાલચાલ તરફ જે તકેદારી રાખવી જોઇએ એ રાખી નહિ.

વૉરસૉનો બચાવ કરવામાં આક્રમણની પદ્ધતિ જરૂરની હતી, અને એ બાબતમાં ફ્રેન્ચ ઇંગ્લીશ તથા પોલીશ લશ્કરી અમલદારો એકમત હતા. માર્નના યુદ્ધમાં જોફ્રેએ યોજેલી ચાલબાજી પ્રમાણે અને માર્શલ ફૉશની યોજના અનુસાર, વિસ્લાના રક્ષણ હેઠળ આક્રમણ કરવાની જનરલ વેગાન્ડની સૂચના હતી. બધી સરહદ પર લશ્કર વહેંચાઇ ગયું હતું. આ યોજના માટે જોઇતું લશ્કરી બળ પિલસુદ્દસ્કી પાસે હતું નહિ. કોઇપણ ભોગે વૉરસૉ ટકાવી રાખવું જરૂરનું હતું. રાજધાનીનું શહેર વૉરસૉ પડે તો પ્રજા આખી હતાશ થઈ જાય અને પછી તો પોલૅંડનું નામનિશાન પણ રહે નહિ. ચીફ ઑફ સ્ટેટ તરીકે એને રહેવા આપેલા પ્રાચીન રાજમહેલ બેલ્વેડીઅરના પોતાના ઓરડાનાં બારણાં બંધ કરી, નકશો ખોલીને પિલસુદ્દસ્કીએ મોડી રાત સુધી યોજનાઓ વિચારી કરી. કશો યે રસ્તો દેખાતો નહોતો. પૂર્વગ્રહોથી મુક્ત નવા દિશાસૂચન માટે એકાગ્ર થવા બધું યે પડતું મૂકી, પાનાં લઇને પેશન્સ (Patience)ની રમત શરૂ કરી. રમત પૂરી થઈ રહેતાં શંકાના ધુમ્મસમાંથી મોકળું મન થતાં વૉરસૉના પરિત્રાણની અને આક્રમણની યોજના ઘડી કાઢી. રશિયન લશ્કરને અટકાવવા સામે ગએલું લશ્કર પાછું ખેંચી લઇને વચ્ચેનો મોટો પ્રદેશ ખુલ્લો રહેવા દઈ, રશિયનોને આગળ વધવા દેવાનું નક્કી કર્યું; જેથી રશિયન લશ્કરનો પાછળનો ભાગ બચાવ વિનાનો થતો જાય. આખી યે વ્યૂહરચના શતરંજની ચાલબાજી જેવી હતી. રશિયન સેનાનીને ખબર પડે નહિ એમ થોડા પણ ચૂંટી કાઢેલા લશ્કરને લઇને પાછળથી હલ્લો કરી છાપો મારવાની યોજના હતી. આ યોજના વિષે લૉર્ડ ડી' એબરનોન ૧૬મી ઑગસ્ટ ૧૯૨૦ની નોંધપોથીમાં લખે છેઃ

'પાછળના હલ્લા ઉપર ગયો યે આધાર છે એ આક્રમણ આજે શરૂ થાય છે જુગારીનો આ દાવ છે લશ્કરી હીલચાલના ચાલી આવેલા રીવાજથી જુદી જ રીતનો પિલસુદસ્કીની ચાલબાજીનો આ ફટકો રશિયન યોજના કાચ ઊંધી વાળી નાખે અને એમને પાછા હટવાની ફરજ પાડે!'

આખી યે વ્યૂહરચના ગુપ્ત રાખવામા આવી હતી ૧૩મીએ શરૂ થએલી આ હીલચાલની રશિયન સૈન્યને છેક ૧૭મીએ ખબર પડી અણધારી દિશાનો અને ભારે કુનેહની ચાલબાજીનો આ ફટકો રશિયનોના નાશનું કારણ થયુ રશિયન લશ્કરની ભારે ખુવારી થઈ ૫૦૦૦૦ સૈનિકો કેદ પકડાયા અને મોટો સરંજામ હાથ આવ્યો

તુખાચેવસ્કીએ મોટી ભૂલ કરી હતી ખોરાકી અને મદદના વહેવાર તરફ ધ્યાન આપ્યુ નહિ એટલુ જ નહિ, પણ પોલૅંડના લશ્કરના ઉત્તર અને દક્ષિણના ભાગો લાંબો વખત ટકી નહિ શકે એવી એની ગણત્રી પણ ખોટી નીવડી યુદ્ધવિદ્યાની દૃષ્ટિએ યુરોપના ઇતિહાસમા મોટા વિસ્તારના પાયદળ લશ્કરની વ્યૂહ રચના અને ચાલબાજીમા આ યુદ્ધ ભારે અગત્યનું ગણાય છે

૧૯૨૦ની ૨૧મી સપ્ટેમ્બરે પોલૅંડ અને રશિયાના પ્રતિનિધિઓ સુલેહ માટે ભેગા થયા ૧૨મી ઑક્ટોબરે રીગામા સુલેહનામા પર સહીઓ થઈ અને બે દેશો વચ્ચે સંધિના કરારો ૧૯૨૧ના માર્ચમા થયા

રીગાના તહનામાથી ૧૭૭૨ના ભાગલા પહેલા જે પ્રદેશ પોલૅંડની પાસે હતો તે રશિયનોને મળેલો હતો પિલસુદસ્કીની જન્મભૂમિ–પ્રિય વિલ્નો દુશ્મનોને મળ્યા હતા તહનામુ થયા પછી એ લેવા માટે આક્રમણ કરવામા પોલૅંડની શુભનિષ્ઠા તરફ

યુરોપ જરૂર શંકાશીલ થાય. રાષ્ટ્રભાવના જ્વલંત રાખનાર કવિઓ અને કોશિયુસ્કો જેવા સ્વાધીનતાના પ્રખર સેનાનીઓ લિથુઆનિયાએ આપ્યા છે. એ ભૂમિ તે કેમ જતી કરાય? પિલસુદ્સ્કીની જેમ જનરલ ઝેલીગોવસ્કી લિથુઆનિયાનો હતો. જન્મભૂમિ માટે એનું દિલ પણ તરસ્યું હતું. પિલસુદ્સ્કીએ નક્કી કર્યું કે પોલૅંડની સરકારનો કશોય હાથ નહિ હોય એવી રીતે, ઝેલીગોવસ્કીએ પોતાની જવાબદારી ઉપર વિલ્નો લેવાનું હતું. સરકારી હુકમો ફેંકી દઇ, ઝેલીગોવસ્કીએ બળવો કરી વિલ્નો પર ચઢાઈ લઇ જવાની હતી.

વિલ્નોમાં દાખલ થઇ ઝેલીગોવસ્કીએ શહેરીઓને કહેણ મોકલ્યું કે 'અમે કંઈ તમારી સાથે લડવા માગતા નથી, અમે પણ આ ભૂમિનાં બાળકો છીએ, અમારે ઘેર અમે પાછા ફરીએ છીએ.' વિલ્નોના સમાચારે યુરોપ આખું ખળભળી ઊઠ્યું. બધાં રાજ્યોના એલચીઓ પોતાની સરકાર તરફથી વિરોધના તાર લઈને પિલસુદ્સ્કી પાસે આવતા હતા. પિલસુદ્સ્કી શાંત હતો; બધાની સાથે વિનયથી વાતો કરતો હતોઃ 'અરે પેલો ઝેલીગોવસ્કી, ચીફ ઑફ સ્ટેટ અને પાર્લામેન્ટનું યે સાંભળતો નથી. કેવો ખરાબ માણસ! યુરોપની સુલેહશાંતિમાં તે આવો વિક્ષેપ! બધું યે શાંત થઇ જશે. ઝેલીગોવસ્કીને બરતરફ કરવો પડશે.'

એલચીઓએ પોતાની સરકારને ખુલાસા મોકલી આપ્યાઃ 'ચીફ ઑફ સ્ટેટ જણાવે છે કે થોડા દિવસમાં વિલ્નો પ્રકરણનું શાંતિથી સમાધાન થશે.' થોડા દિવસ પછી યુરોપનાં રાજ્યો આખું વિલ્નો પ્રકરણ ભૂલી ગયાં!

## પ્રકરણ ૧૩ મું

### પોલૅંડનું ઘડતર—અંતિમ વર્ષો—મૃત્યુ

પિલસુદસ્કીએ માતૃભૂમિને સ્વાધીનતા મેળવી આપી એની સરહદો નક્કી કરી આપી હતી દેશમાં પુનર્રચનાનું કામ બાકી હતું વર્ષોની પરાધીનતામાં રહેતા પોલૅંડવાસીઓમાં પક્ષાપક્ષી વધી પડી હતી પિલસુદસ્કીની વધતી જતી પ્રતિષ્ઠા શ્રીમંતો અને અમીરોને પસંદ નહોતી વર્ષો પહેલાના સમાજવાદી પિલસુદસ્કીને એ લોકો ભૂલી શકતા નહોતા આ વર્ગના પ્રતિનિધિઓ નૅશનલ ડેમોક્રેટ અને ક્રિશ્ચિયન ડેમોક્રેટને નામે ઓળખાતા હતા અને પાર્લામેન્ટમાં એમનું જોર વધારે હતું જમીનદાર, કારખાનાના માલિકો અને ધર્માચાર્યોનું હિત ધરાવનારા આ મહાનુભાવો પિલસુદસ્કીની યોજનાઓનો વિરોધ કરતા જમીનના માલિકીહક બાબતમાં જમીનદારોને ભોગે ખેડૂતોને અનુકૂળ સુધારા એણે દાખલ કર્યા હતા અસહિષ્ણુતાથી ભરેલા એ વર્ગો સામે કેળવાએલા મધ્યમ વર્ગનો એ પ્રતિનિધિ હતો યાહૂદીઓને કનડવાનું એ પસંદ કરતો નહિ વળી બીજા દેશોની જેમ કારખાનામાં કામ કરતા મજૂર વર્ગને રાહત મળે એવા કાયદા કરાવી શ્રમજીવીઓના હિતનું રક્ષણ એણે કર્યું હતું પાર્લામેન્ટના વધતા જતા વિરોધને દાબી દેવા એના મિત્રો સરમુખત્યાર થવાનું એને કહેતા એને ભારે દુઃખ થતું હતું કે બીજાનું લાદેલું ગુલામી બંધન મૂંગે મોઢે સહી લેતી પ્રજા પોતાનું રાજ્ય એમ્મપીથી કરે તો કેવું

સારૂં. રૂઢીચુસ્ત પક્ષ એમજ માનતો હતો કે પિલસુદ્દસ્કીને બધી સત્તા જોઇતી હતી, એટલે ૧૯૨૧માં નવું બંધારણ ઘડતી વખતે એવા કાયદા પસાર કર્યા કે રાષ્ટ્રનો પ્રમુખ ધારાસભાના રમકડા જેવો થઇ રહે. લોકશાસનનો પહેલો નાગરિક–રાષ્ટ્રનો પ્રમુખ ધારાસભા બોલાવી શકે, પરંતુ સેનેટ સંમત થાય નહિ એવી બહુમતી વિના ધારાસભા બરખાસ્ત કરી શકે નહિ; નવો પ્રસ્તાવ એ રજૂ કરી શકે નહિ અને જરૂર પડે દેશ માટે કુલમુખત્યારી (Veto) પણ વાપરી શકે નહિ.

આવી પરિસ્થિતિમાં અને ઝેરીલા વાતાવરણમાં સત્તા વગરના પ્રમુખપદ માટે ઊભા રહેવાની એણે ના કહી. ઉશ્કેરાએલા વાતાવરણમાં નવા પ્રમુખની ચૂંટણી થઇ. ધારાસભામાં નૅશનલ ડેમોક્રેટ પક્ષની બહુમતી નહોતી, પરંતુ બીજા પક્ષ કરતાં એમણે વધારે બેઠકો મેળવી હતી. આ ચૂંટણી પછી રાષ્ટ્રના પ્રથમ નાગરિક તરીકે સરમુખત્યારીની એને મળેલી સત્તા એણે પ્રમુખને સોંપી દીધી, ફક્ત લશ્કરના વડાનો જ અધિકાર એની પાસે રહ્યો.

યુક્રેનિયન, યાહૂદી અને લઘુમતીવાળા બીજા નાના પક્ષો (National minorities)ની મદદથી પિલસુદ્દસ્કીના મિત્ર ગાબ્રિઅલ નારુટોવિચને પ્રમુખ ચૂંટવામાં આવ્યો. નૅશનલ ડેમોક્રેટ પક્ષના છાપાં પ્રમુખ વિરુદ્ધ ઝેરી પ્રચાર કરતાં હતાં. પાર્લામેન્ટમાં જતા પ્રમુખની ગાડી ઉપર બરફના દડા ફેંકવામાં આવ્યા અને એની ગાડી અટકાવવાના પ્રયત્નો થયા; તેમ જ વ્યવસ્થા જાળવવા લશ્કરને આણવાની જરૂર પડી. અઠવાડીઆ પછી ચિત્રકળાનું પ્રદર્શન ખુલ્લું મૂકતી વખતે છાપાંઓનાં લખાણથી ઉશ્કેરાઇને એક લેખકે નારુટોવિચનું

ખૂન કર્યું દેશ જે વખતે આંતરવિગ્રહના ઊંડા ખાડામાં પડે એવું હતું એ વખતે આ કરણ બનાવે લોકોની આંખો ઉઘાડી નાખી.

બંધારણના નિયમ મુજબ સીયુમ (પાર્લામેન્ટ) ના સ્પીકર રાટાજને કામચલાઉ પ્રમુખ જાહેર કરવામાં આવ્યો. નવા પ્રધાનમંડળની રચનાનું કામ એણે જનરલ સિકોર્સ્કીને સોંપ્યું નવી સરકારને વ્યવસ્થા જાળવવામાં પિલસુદ્સ્કીએ મદદ કરી.

એ પછી જે નવી ચૂંટણી થઈ એમાં વોઇસેખોવ્સ્કીને પ્રમુખ નીમવામાં આવ્યો. સમાજવાદના પ્રચારના દિવસોમાં એણે અને પિલસુદ્સ્કીએ સાથે કામ કર્યું હતું પરંતુ બધા પક્ષોને અનુકૂળ થવા જતા રાજકારણમાં એની નબળાઈ દેખાઈ આવતી શરૂઆતના વર્ષોમાં પોલૅંડની નાણાવિષયક સ્થિતિ નબળી હતી, અને એમાં સિકોર્સ્કીની સરકારને રાજીનામું આપવું પડ્યું. વોઇસેખોવ્સ્કીએ ખેડૂતોના પ્રતિનિધિ તરીકે ઓળખાતા વિટોસને નવું પ્રધાનમંડળ રચવાનું કામ સોંપ્યું ક્રિશ્ચિયન નૅશનલ ડેમોક્રેટ પક્ષને વિટોસ અનુકૂળ હતો, એટલે એના પ્રધાનમંડળમાં બધી સત્તા એ પક્ષના હાથમાં આવી એ જ પક્ષની ઉશ્કેરણીથી નારુટોવિચનું ખૂન થયું હતું, એટલે પિલસુદ્સ્કીએ રાજકારણમાંથી નિવૃત્તિ (૨૯ મે ૧૯૨૩) લીધી વૉર્સૉની નજીક આવેલા સુલેયોવેક (Sulejowek) નામે ગામડામાં નિવૃત્તજનના સિપાઈઓએ ભેટ આપેલા નાના મકાનમાં જઈને એ રહ્યો ૧૯૨૩ની ૩ જી જુલાઈએ એને વિદાય આપવા માટે ગોઠવેલા મેળાવડામાં પોલૅંડના જાહેરજીવન વિષે પોતાનો અભિપ્રાય એણે જણાવ્યો છે

'માનવજીવનનાં નાટક અને કરુણકથામાંથી સરમુખત્યાર કેવી રીતે સત્તાધારી થાય છે એ વિષે મેં વિચાર કર્યો છે

એ માટે બે માર્ગો છે. એક માર્ગ લોહી રેડવાનો અને પોતાની સત્તા બળજબરીથી પ્રજાજનો પર લાદવાનો. પ્રજાઓના ઇતિહાસમાં આનાં ઘણાં દષ્ટાંતો છે. બીજા માર્ગમાં મુશ્કેલીને વખતે એક જ વ્યક્તિની સુકાની તરીકે જરૂર હોય; અને લોકો ભયભીત થયા હોય એવે વખતે પોતાનું ભાવિ જેને સોંપવાનું હોય છે એવી વ્યક્તિને પ્રજાજનો પોતાના સ્વતંત્ર અભિપ્રાયથી ચૂંટી કાઢે છે. અહીંઆ તો પહેલો અથવા બીજો એકે માર્ગ લેવામાં આવ્યો નથી. એ માટે બળજબરી કરવામાં નહોતી આવી કે એ માટે કોઈની વરણી યે થઈ નહોતી. આ સરમુખત્યારી તો અસામાન્ય સંજોગોમાં પ્રજા-જીવનના નૈતિક બળોનો પરિપાક છે.'

વિભક્ત પોલૅંડના સામાજિક જીવનમાં ઘણું પરિવર્તન થયું હતું. એની રાષ્ટ્રીય અસ્મિતા વર્ષોથી વહેંચાઇ ગએલી હતી. પડોશમાં જ આવેલા ચેકોસ્લોવાકીઆનું લોકશાસન સફળ થવામાં આવું વિઘ્ન નહોતું. મહાવિગ્રહ પછીનું યુરોપ દેવાદાર થઇ ગયું હતું. તેમાં યે પોલૅંડ જેવા નવા સર્જાએલાં રાષ્ટ્રને પગભર કરવા માટે દેશના બધા વર્ગોમાં સ્વાર્થત્યાગની અને આપભોગની ઘણી જરૂર હતી. સોથી વધારે વર્ષોસુધી પરાધીન રહેલી પ્રજાનું સ્વાધીનતાનું સ્વપ્નું ખરૂં પડતાં જનતાનો મોટો ભાગ મુશ્કેલીઓ જોઈ શકતો નહોતો. નવા રાષ્ટ્રના ઘડતરમાં કેટલીક જગાએ જૂનવાણી વિચારસરણીનો નાશ કરવાનો હોય છે અને એવા વિરોધો સામે પિલસુદસ્કીને સખત પગલાં લેવાં પડયાં હતાં.

૧૯૨૩ના જુલાઇથી ૧૯૨૬ના મે સુધી પિલસુદસ્કી સીધી રીતે રાજકારણમાં ભાગ લેતો નહોતો; પણ દરેક પ્રકરણ ઉપર એના વિચારો જાણવા દેશનો મોટો ભાગ આતુર

રહેતો. ગજ્જાગ્જી પુરુષો અને લશ્કરી અમલદારો એની સલાહ લેવા એના ગામડાના ઘરમાં દોડી આવતા

૧૯૨૩મા પિલસુદ્સ્કીએ પ્રધાનમંડળમાથી અને વિગ્રહ સમિતિના પ્રમુખપદ (**President of the superior war council**) નું રાજીનામુ આપ્યું.

એ વખતે વિરોધની સરકારે પિલસુદ્સ્કીનો ઉગ્ર વિરોધ શમાવી લેવાને રાષ્ટ્રના પ્રથમ નાગરિક અને સેનાની તરીકે એણે કરેલી સેવાની કદર કરતો ઠરાવ પસાર કરી એને આજીવન પેન્શન (વાર્ષિક પૈ. ૬૦૦નુ) બાંધી આપ્યુ હતું. પરંતુ પ્રધાનમંડળના કેટલાક સભ્યો કારોબારમા અગત નફાખોરી જોતા હતા તે તરફ એને ભારે તિરસ્કાર હતો, એટલે એને મળતી પેન્શનની રકમ વિલ્અનના સૈનિકોની વિધવા સ્ત્રીઓ અને અનાથ બાળકોને અને વિલ્નોની વિદ્યાપીઠને એ આપી દેતો છાપા માટે તથા પુસ્તકો લખીને એ પોતાનુ ગુજરાન ચલાવતો. એ વર્ષોમા એણે રશિયા સાથેના વિગ્રહનાં સ્મરણો '૧૯૨૦નુ વર્ષ' (**Rok 1920–Year 1920**) લખ્યા.

આ ત્રણ વર્ષના ગાળામા એક પછી એક ઘણાં પ્રધાનમંડળો આવ્યાં. રાજકારણમા સ્થિરતાની જરૂર હતી એ વખતે વિરોધ સિવાય કશુ દેખાતુ નહોતુ. ૧૯૨૫–૨૬ના શીઆળામા પોલૅંડના ચલણની (**Zloty**) કીમત ઘટવા માંડી અને ૧૯૨૬ના મે સુધીમાં તો ચલણની કીમત અનંધી થઇ ગઇ. આ તરરાષ્ટ્રીય નાણા પ્રકરણમા પોલૅંડની આટ રહી નહિ અને રાષ્ટ્રનુ અસ્તિત્વ સુદ્ધા ભયમા આવી પડ્યુ તો યે લોકો એક થતા નહોતા. ૧૯૨૬ના મે મહિનામા વિરોધની સરકાર સત્તા પર હતી. લશ્કરના અધિકારીઓમા પણ વિરોધની સરકાર

ફેરફાર કરવા માગતી હતી. આ ફેરફારો લશ્કરની એકતા જાળવવામાં વિઘ્ન રૂપ હતાં એમ પિલસુદ્સ્કીને લાગ્યું. એ સરકાર વિષેના એનાં લખાણોમાંથી અગ્નિ વરસતો. ૧૯૨૬ના મે મહિનામાં એક છાપામાં એણે લખ્યું હતું:

'રાષ્ટ્રને વિનાશ તરફ લઇ જતા અનિષ્ટ સામે, નિરંકુશ કારોબાર ચલાવતા પક્ષ સામે, જેમણે અંગત નફાખોરી આગળ આણી છે એમની સામે નવેસરથી લડવાનું છે.'

પ્રધાનમંડળ ઉપર આ સીધો આક્ષેપ હતો. આ લેખ પ્રસિદ્ધ થયો તે પત્રની નકલો જપ્ત થઇ અને પિલસુદ્સ્કી સામે કામ ચલાવવામાં આવશે એવી વાતો થવા લાગી. નવી સરકાર સામે લોકોનો વિરોધ વધવા માંડ્યો હતો. એક સવારે વૉરસૉની દીવાલો પર 'અમને પિલસુદ્સ્કીમાં વિશ્વાસ છે' એવાં જાહેરનામાં ચોડાયાં હતાં. રસ્તામા લોકોનાં ટોળાં પિલસુદ્સ્કીની લિજીઅનોના ગીતો ગાતાં ફરતાં હતાં. શહેર આખું ઉત્તેજિત થયુ હતું. ૧૧મી મેની રાત્રે પિલસુદ્સ્કીની સામે દેખાવો કરવા વિરોધ પક્ષના થોડા માણસોએ સુલેયોવેક જઇ એના રહેઠાણ પર ગોળીબાર કર્યાની અફવા શહેરમાં ફેલાઇ રહી હતી. લશ્કરના અમલદારોને આની ખબર પડી હતી. લશ્કર પિલસુદ્સ્કીની સાથે હતું. વૉરસૉ નજીકના રેમ્બરટોવની છાવણીમાંથી લશ્કરની ટુકડીઓ એની પાસે આવી ગઇ. બીજે દિવસે–૧૨મી મેએ (૧૯૨૬) પાયદળ ટુકડીઓને લઇને પિલસુદ્સ્કી વૉરસૉ તરફ ગયો–સ્થાપિત સરકારનો આ દેખીતો વિરોધ હતો. પ્રધાનમંડળની બેઠક કશો પણ નિર્ણય કર્યા વિના ઊડી ગઇ, પરંતુ વિટોસને તો લડી લેવું હતું. વફાદાર લશ્કરને ભેગા થવાનો હુકમ અપાયો અને વૉરસૉના રક્ષણ માટે મશીન-

ગનો અને લશ્કર ગોઠવવામાં આવ્યું. પ્રમુખ વોઇશેહોફ્સ્કીની ઇચ્છા સમાધાન કરવાની હતી. એણે પિલસુદ્સ્કીને કહેણુ મોકલ્યું અને વિસ્લા ઉપરના પોનિયાટોવસ્કી પૂલ ઉપર બે જૂના મિત્રો મળ્યા. બેઉને એકબીજા પ્રત્યે માન હતું વિનયથી એણે પિલસુદ્સ્કીને કહ્યુ· 'પાન[1] માર્શલ, હથીઆરો છોડી દો, પ્રજાસત્તાક પોતાનુ રક્ષણ કરી લેગે; બળવાખોરોને નગતુ નહિ આપે.'

હવે પાછા ફરવું એટલે વિટોસની સરકારનો વિજય. પિલસુદ્સ્કીએ વિટોસની સરકારનું રાજીનામુ માગ્યુ. સમાધાન થયુ નહિ. બે દિવસ વૉરસૉમાં પિલસુદ્સ્કી અને સરકાર વચ્ચે લડાઇ ચાલી પિલસુદ્સ્કીની જીત થઇ. વિટોસની સરકાર તથા પ્રમુખ વોઇશેહોફ્સ્કીએ રાજીનામુ આપ્યુ.

પ્રજાનો કેટલોક ભાગ અને વિદેશની સરકારો એમ માનતી હતી કે પિલસુદ્સ્કી સરમુખત્યાર થશે. પિલસુદ્સ્કીએ આ પગલુ પોલૅંડ માટે લીધુ હતુ, પોતાને માટે નહિ. એટલે આ ગેરકાયદેસરનુ યુદ્ધ પૂરૂ થતા પોતે લીધેલા પગલા માટે પ્રજાની બહાલી એને મેળવવી હતી.

૧૪મી મે ૧૯૨૬ને દિવસે રાટાજે કામચલાઉ પ્રમુખપદ લીધુ અને નવી સરકારે જાહેરનામુ પ્રસિદ્ધ કરી નેશનલ ઍસેમ્બ્લી (પાર્લામેંટ અને સેનેટ) તરફથી નવા પ્રમુખની ચૂંટણી થાય ત્યાં સુધી સત્તા હાથમા લીધી. છેલ્લા થોડા દિવસનો આંતરવિગ્રહ દેશની નૈતિક અવનતિ અને સામાજિક જીવનમા સરળતાથી વહેવાર સમજવાની ખામીને લીધે હતો એ ઉપર ભાર

---

[1] પાન=અંગ્રેજી 'મિસ્ટર' અને 'સર'નો સુમેળ યોજતો એ શબ્દ છે.

મૂકી દરેક પક્ષને ઐક્ય માટે આગ્રહ કરવામાં આવ્યો. ૩૧મી મેએ નવી ચૂંટણીમાં પિલસુદ્સ્કીની પ્રમુખપદ માટે બહુમતીથી વરણી થઇ; પરંતુ એણે પ્રમુખપદ લીધું નહિ અને એના મિત્ર મોશ્વિટ્સ્કીને (Moscicki) પ્રમુખસ્થાન આપવા સૂચવ્યું. આ પુરુષે વિજ્ઞાનના ક્ષેત્રમાં આંતરરાષ્ટ્રીય નામના મેળવી છે અને પ્રમુખ તરીકે પહેલાં સાત વર્ષ પૂરાં થયાં પછી યે (૧૯૩૩) એ જગાએ એની જ વરણી થઇ છે.

૧૯૨૬માં પાર્લામેંટની ચૂંટણી થયા પછી નવી સરકાર સ્થાપતી વખતે બહુમતીવાળું એકપક્ષી પ્રધાનમંડળ રાખવા કરતાં બધા પક્ષના પ્રતિનિધિત્વવાળી રાષ્ટ્રીય સરકાર સ્થાપવામાં આવી. નવા પ્રધાનમંડળમાં પિલસુદ્સ્કીને યુદ્ધમંત્રી નીમવામાં આવ્યો. બે વખત વડા પ્રધાન તરીકે પણ એણે કામ કરેલું. કારોબારનાં બધાં ક્ષેત્રોમાં એને પૂછ્યા વિના કશું થતું નહિ.

૧૯૨૬ની પહેલી ચૂંટણી પછી પાર્લામેંટ સમક્ષનું એનું ભાષણ સભ્યોને શરમાવનારૂં હતું. લાંચરૂશ્વત અને સ્વાર્થ સાધીને પરદેશના વેપારીઓને પહેલાંની સરકારે જે છૂટછાટ આપેલી તેની તેમને શિક્ષા થવી જોઇએ એવો એણે આગ્રહ કર્યો. ૧૯૩૦ માં એની સત્તા લઇ લેવાનો એક નિર્જીવ અને નિષ્ફળ પ્રયત્ન થયો હતો. જાહેર જીવનના દોષો એ સાખી શકતો નહિ અને પાર્લામેંટ સામે ઘણી વખત ઉગ્ર પ્રહારો કરતો. એક છાપાએ એને એક ઠઠ્ઠાચિત્રમાં પ્રહારો માટે શબ્દકોષમાથી નવા શબ્દ શોધતો ચીતર્યો હતો. એ કહેતો હતો કે:

"પોલૅંડના ચારિત્ર્યમાં પડેલા ઊંડા જખમ, ઉપરની પાતળી ચામડીથી રૂઝાય અને અંદર ઝેર રહી જાય એની જરૂર નથી. મારે એ પાતળી ચામડી ઉખેડી નાખવી છે. કડવા શબ્દોથી

પોલૅંડના માનસને હલાવી નાખતું છે, જેથી પોલૅંડના મન, હૃદય, અને આત્મા ઉપર એને વહેંચી લેનારાં ત્રણે રાજ્યોએ પાડેલા જખમ ઉપરથી જ રૂઝાય નહિ.'

ગુલામ મનોવૃત્તિ નાબૂદ કરવા આવા કડવા શબ્દોની જરૂર હતી.

૧૯૨૭માં હૂંડીઆમણ ટકાવી રાખવા તથા દેશની ઔદ્યોગિક ખીલવણી માટે આંતરરાષ્ટ્રીય નાણાંબજારમાંથી પોલૅંડ મોટી લોન મેળવી શક્યું. ૧૯૨૩માં બાલ્ટિકને કાંઠે ગડિનીયા નામે પોતાનું સ્વતંત્ર બાઈ પોર્લૅંડે બાંધવું શરૂ કર્યું, જે હમણાં ડાન્ઝીગ સાથે હરીફાઇ કરી રહ્યું છે. ખેડૂત પગભર થઇ રાષ્ટ્રનું એક જીવનધારક અંગ થઇ રહે એ માટે જમીનની નવેસરથી વહેંચણી કરવામાં આવી છે. એક માલિકની જમીનનું ઓછામાં ઓછું પ્રમાણ નક્કી કરેલું છે. તે જમીન જુદાજુદા ગામોમાં વહેંચાઇને ઉત્પાદનશક્તિ નબળી નહિ થાય એવા પણ કાયદા કરેલા છે. કેળવણીના તંત્રની નવેસરથી રચના કરવામાં આવી છે. ત્યાંની વિદ્યાપીઠોમાં ભારતની સંસ્કૃતિનો અભ્યાસ અગત્યનું સ્થાન લે છે. એમાં યે ક્રેકોવ વિદ્યાપીઠનો ફાળો મહત્ત્વનો છે.

૧૯૨૬ પછી પોલૅંડના રાજપ્રકરણમાં બંધારણનો પ્રશ્ન ઘણો અગત્યનો છે. નૂતન રાષ્ટ્રને પગભર થવા માટે અંત વિનાની ચર્ચાઓ કર્યા કરતી ધારાસભા વિઘ્નરૂપ હતી એવું માનનારો એક વર્ગ હતો. એની સત્તા પર અંકુશ મૂકવાના પ્રયત્નો થતા હતા, જ્યારે બીજી તરફથી ધારાસભા પોતાના હક્કો સહેલાઇથી આપી દેવા તૈયાર નહોતી. ૧૯૩૫માં નવા બંધારણને છેવટનું રૂપ મળ્યું ત્યાં સુધી એ પ્રશ્ન રાજકારણનો અગત્યનો વિષય હતો. નવા બધારણમા અમેરિકાના બંધારણની હબે લોકશાસનના પ્રમુખની સત્તા વિશાળ કરવામાં આવી છે.



રોજ સવારે બેલ્વેડીઅરથી યુદ્ધકચેરીમાં પગે ચાલતા જતા
માર્શલ પિલસુદ્સ્કી

૧૯૩૦ પછી પિલસુદ્સ્કીના જીવનમાં અગત્યના બનાવો નથી. જર્મની અને રશિયા વચ્ચે રહેલું પોલૅંડ યુરોપના રાજકારણમાં નવી અગત્ય મેળવતું હતું. યુરોપમાં સત્તાની સમતુલા રાખવામાં પોલૅંડ પોતાનું ઐતિહાસિક સ્થાન પાછું મેળવતું હતું. ફ્રાંસની સાથે સંધિના કરારો માટે પિલસુદ્સ્કી જાતે (૧૯૨૧) પેરિસ ગયો હતો. રશિયા તથા જર્મની સાથે દસ વર્ષ સુધી આક્રમણ નહિ કરવાની સંધિ (Non-aggration Pact) કરવામાં પિલસુદ્સ્કીએ દીર્ઘદષ્ટિ વાપરી હતી. પરચક્ર અને મહાયુદ્ધના ધરતીકંપ પછી દેશને શાંતિની જરૂર હતી.

એક સૈનિકના રાજકારણનું સુંદર દૃષ્ટાંત પિલસુદ્સ્કીના રાજકારણમાં જણાય છે. પોલૅંડ અને લિથુઆનિયાનો પાંચસો વર્ષોનો ઇતિહાસ જુદો નહોતો અને બંને દેશો વચ્ચે સંસ્કાર સામ્ય પણ ઘણું છે. મહાયુદ્ધ પછી છૂટા પડેલા લિથુઆનિયાનો પોલૅંડ સાથેનો સંબંધ નિખાલસ દિલનો નહોતો. એ દેશોનો સંબંધ ચાલુ થાય એવું દેખાતું નહોતું. ૧૯૨૭ના ડિસેંબરમાં લીગ ઑફ નેશન્સની કાઉન્સીલની બેઠકમાં એ પ્રશ્નની ચર્ચા થવાની હતી. પિલસુદ્સ્કી જીનિવા ગયો હતો. લીગ કાઉન્સીલના પ્રમુખને એણે કહેલું કે, 'પરિસ્થિતિનો તોડ લીગની કમિટી તુરત લાવી શકે એમ હું માનતો નથી.'

પરિષદની બેઠક વખતે લિથુઆનિયાનો વિદેશમંત્રી વાલ્ડેમારાસ કશી છૂટછાટ મૂકતો નહોતો. એની પાસે જઇ પિલસુદ્સ્કીએ સીધો જ પ્રશ્ન પૂછ્યો:

'શાંતિથી નિર્ણય કરવો છે કે યુદ્ધથી?'

લિથુઆનિયાનો વિદેશમંત્રી જવાબ આપતાં ગભરાયો.

'લડી જ લેવું હોય તો એનું નિરાકરણ હું કરીશ; શાંતિથી સમાધાન કરવું હોય તો મારો વિદેશમંત્રી નક્કી કરી લેશે.' વાલ્ડેમારાસે શાંતિથી નિરાકરણ કરવાનો જવાબ આપ્યો એટલે એ પોતાની બેઠક પર ગયો.

૧૯૨૬ પછી પિલસુદસ્કીને ઘડપણ આવ્યું હોય એમ લાગતું હતું. સાઈબિરિયાનો દેશવટો અને સમાજવાદના પ્રચારના વર્ષોમાં એણે શારીરિક શ્રમ ખૂબ વેઠેલો. મહાયુદ્ધના વર્ષોમાં કે એ પછી એને આરામ લેવાનો વખત મળ્યો નહોતો. ૧૯૩૦માં હવાફેર માટે એ મેડેરા (રૂમાનિયામાં) અને પછી ઇજિપ્ત ગયો હતો. એના વિના પોલૅંડ ચલાવી લેતાં શીખે એવી પરિસ્થિતિ ઊભી કરવાની હતી. પાર્લામેંટ અને સેનેટનાં કે યુદ્ધમંત્રી તરીકેનાં કામો પોતાના હાથમાંથી એ ઓછાં કરતો હતો. ૧૯૩૪માં સ્વદેશ ખાતાના પ્રધાનની જગા ખાલી પડતાં એની સલાહ લેવા આવેલા પ્રધાન મંડળના સભ્યોને એણે કહેલું:

'મારે જ શા માટે બધા નિર્ણયો કરી આપવા પડે? હજી યે તમે રાજ કરી શકો એમ નથી?'

એ પછી પ્રધાનોએ કેટલાંક નામોની યાદી મૂકી, એ તરફ નજર કરી કચરાની ટોપલીમાં એ ફેંકી દીધી. ટેલીફોન જોડીને વિદ્યાપીઠના એક અધ્યાપકને કહી દીધું કે તમારે સ્વદેશ ખાતાના પ્રધાન થવાનું છે!

૧૯૩૫ના ફેબ્રુઆરીમાં એની નાની બહેનના મૃત્યુની અંતિમ ક્રિયા વખતે એ વિલ્નો ગયો. ત્યારથી એની તબિયત વધારે બગડી હતી. વરસેક દિવસથી પિત્તાશયના કેન્સરથી એ પીડાતો હતો. લોકો નિરાશ ન થાય એ માટે પોતાની માંદગીના ખબર છાપાંઓમાં એ આવવા દેતો નહિ. ૧૧મી મેએ (૧૯૩૫) એની

તબીઅત વધારે લથડી.૧૨મી મેને રવિવારે રાત્રે એનું અવસાનથયું.

બીજે દિવસે શહેરની દિવાલો પર પ્રજાસત્તાકના પ્રમુખની સહી સાથે જાહેરનામાં ચોટાડ્યાં હતાં; એમાં રાષ્ટ્રના સંમાનિત અગ્રણીને અંજલિ આપેલી હતી:

**લોકશાસનના નાગરિકોને:**

માર્શલ પિલસુદ્સ્કીનું અવસાન થયું છે.... આપણા આખા ઈતિહાસનો આ સર્વશ્રેષ્ઠ પુરુષ ભૂતકાળની ગૌરવ ગાથાના ઉંડાણુમાંથી પ્રેરણા મેળવતો હતો. અને યુગદ્રષ્ટાની નજરે એણે પોલૅંડ ભવિષ્યમાં લેવાનો માર્ગ જોયો હતો....... રાષ્ટ્રની મહત્તા અને ગૌરવને માન આપતાં શીખવાનો વારસો એણે પ્રજાને આપ્યો છે.

એના આત્મા તરફ અને ઊગી આવતી પ્રજા તરફની આપણી ફરજ આ દુઃખ અને શોકથી આપણામાં ઊંડી ઊતરે.

વૉરસૉ અને આખું પોલૅંડ શોકમાં ડૂબ્યું હતું. ત્રણ દિવસ સુધી એના શબને બેલ્વેડીઅર પેલેસના ચોગાનમાં રાખવામાં આવ્યું. છેવટની અંજલિ આપવા દૂરદૂરથી પ્રજાજનો આવતા હતા. મૃતદેહને માર્શલનો પોશાક પહેરાવ્યો હતો. એના ઉપર ૧૮૩૧–૧૮૬૩ અને લિજીઅનોના વાવટા ફરકતા હતા. પોલૅંડના સફેદ ગરુડવાળા રાષ્ટ્રધ્વજમાં કૉફીન વીંટાળેલું હતું, એની ઉપર માર્શલનો દંડ અને તલવાર મૂક્યાં હતાં. રાજકારણીઓ, પરદેશની સરકારના પ્રતિનિધિઓ અને લાખો માણસો સમક્ષ નૂતન પોલૅંડનો પહેલો માર્શલ લશ્કરની–એના પ્રિય સૈનિકોની–છેલ્લી વિદાય લેતો હતો. એક પછી એક ટુકડીઓ તોપો ઉપર ગોઠવેલા મૃતદેહ આગળથી જતી હતી. એને વિદાય આપવા સૈનિકોએ ત્રણ વખત રાષ્ટ્રધ્વજ નીચે નમાવ્યા. બ્યૂગલો લઇને સૈનિકો આગળ આવ્યા. બ્યૂગલ ઊંચા કરી કશો યે અવાજ કર્યા

વિના ગંભીર, નીરવ શાંતિમાં એ પસાર થયા. કમાન્ડરે મોટો જય આગળ આણ્યો: 'પાન માર્શલ-લશ્કરની વિદાય પૂરી થઇ છે'

પિલસુદ્સ્કીના મૃત દેહને પોલૅંડના આંગ્કારિક ઇતિહાસની પ્રાચીન રાજધાની ક્રેકોવમાં લઇ જવામાં આવ્યો. હજારો માણસોની મેદની વચ્ચે ઇતિહાસપ્રસિદ્ધ વાવેલના કિલ્લામાં પોલૅંડના રાજવીઓ અને દેશની સ્વાધીનતાનું રક્ષણ કરનારા વીર પૂર્વજોની સાથે પિલસુદ્સ્કીને દાટવામાં આવ્યો.

પિલસુદ્સ્કીની છેવટની ઇચ્છા હતી કે રાષ્ટ્રની અસ્મિતા માટે એનું શરીર ભલે વાવેલના કિલ્લામાં દાટવામાં આવે, પરંતુ એનું હૃદય એની માતાના પગ આગળ વિલ્નોમાં દાટવું. વિલ્નોના રોસા કબ્રસ્તાનમા એક તકતી મૂકેલી છે:

માતા અને એના પુત્રનું હૃદય

૧૨મી મે ૧૯૩૬ના દિવસે એ ક્રિયા વખતે પ્રેસિડન્ટ મોસ્ક્રિટ્સ્કીએ પોતાના પ્રવચનમાં પિલસુદ્સ્કીએ એની માતાને આપેલી અંજલિના શબ્દો યાદ કર્યા છે:

> 'જ્યારે હું કશોય નિર્ણય કરી શકતો નથી, જ્યારે બધા મારી સામે હોય છે અને એકએક પરિસ્થિતિ મારી યોજનાઓની વિરુદ્ધ હોય છે તે વખતે હું અંતરને પૂછું છું કે આવે પ્રસંગે મારી માતાએ કયો માર્ગ લીધો હોત. એની ઇચ્છાને અનુસરતો હોઉં એવી રીતે હું આગળ વધું છું અને પછી બીજા કશા તરફ જોતો નથી.'

કાલાન્તેયે માતૃપદની શરણરજ થવાની પિલસુદ્સ્કીની આકાંક્ષામાં પરાધીનતાના વર્ષોમાં દેશની અસ્મિતા ટકાવી રાખનારા માતૃત્વને સુભગ અંજલિ છે.

## પ્રકરણ ૧૪ મું

### તુલના

The dead will always be more living than the living beings. —*August Comte.*

ભાવિ તોળાઇ રહ્યું હોય એવે વખતે માર્ગ નક્કી કરી આપે એવું નેતૃત્વ મળી જાય તે પ્રજા ખરેખર સુખી છે. જોસેફ પિલસુદ્સ્કીમાં આવો સુંદર યોગ પોલૅંડવાસીઓને મળ્યો છે. દોઢસો વર્ષ સુધી વિભક્ત રહેલી, પારતંત્ર્યમાં જકડાએલી એ પ્રજાની પરાધીનતાની કબરના પત્થરો તોડવા માટે મહાવિગ્રહ જેવા ધરતીકંપની જરૂર હતી. એ જ વખતે એકનિષ્ઠા વાળા, અપ્રતિહત શક્તિ અને દીર્ઘ દૃષ્ટિ વાળા નેતૃત્વની પણ જરૂર હતી. મહાયુદ્ધે આપેલી તકનો લાભ લઇ ઇતિહાસની તૂટેલી સાંકળો જોડવા માટે વીરશ્રી અને અમોઘ દેશપ્રેમની જરૂર હતી.

⁂

ધન્ય છે પોલૅંડની માતાઓને!

દોઢસો વર્ષની બીષણ રાત્રિમાં નિષ્પ્રાણ, મૂક, સદાને માટે મૃત્યુના અંધકારમા દેશ સૂતો હતો એ સમયમાં જેમણે પ્રજાને, પ્રાણજીવનને, રાષ્ટ્રભાષાને જીવન્ત રાખ્યાં એટલું જ નહિ પણ ભૂતકાળને—ઇતિહાસ અને આશાને સજીવ રાખ્યાં.

એ જ માતૃહૃદયે એક બાળકના હૈયામાં જ્યોતિ પ્રકટાવી, જેણે દુનિયાને બતાવ્યું કે પોલૅંડ જાગૃત હતું, અને એમ પણ

બતાવ્યું કે પાતનાના વર્ષોમાં જ પુનર્જીવનનું બળ નધરાતું હતું —એમાં જ યૌવનની પ્રાણવાન શક્તિ અને જીવવાની તમન્ના હતી બાલ્યકાળથી તે મરતા સુધી એક જ આદર્શ, એક જ ભાવના એના વિવિધરંગી—ડૂમા કે ગેમોરિયોની સાહસવર્ણનોથી ભરેલી નવલકથા વાચના હોય એ એવા—જીવનમાં હતી, અને તે એના દેશની સ્વાધીનતા

❖

જરા ઊંચો દેખાતો આ લડવૈયો વિરોધીઓમાં પણ માન ઉત્પન્ન કરતો એની ઘેરી ભમ્મર અને પોલાદ જેવી આસ્માની આંખોમાં લોહચુમ્બક જેવું આકર્ષણ હતું પિલસુદસ્કી વિષે જાણીતો રશિયન નવલકથાલેખક મેરેઝકોવસ્કી લખે છે

'ઓરડામાં એ આવ્યો ત્યારે બાઈબલના સમ્રાટ્પર્વ (Book of Kings) માં જેનો ઉલ્લેખ છે તેવો શાંત પવન મારા તરફ વહેતો હોય એવું લાગ્યું, અને મને પ્રતીતિ થઈ કે નિશ્ચે નેપોલિયન વિષે કહેલું તે વીરપુરુષ આ હતો 'દેહધારી સત્ત્વ'—'વ્યક્તિત્વનો નિચોડ' એનામાં હતો સૈનિક અને ખડતલ કાર્ય કરવા જોમથી ભરેલી તબિયત, વૃદ્ધ પરંતુ સનાતન યૌવનથી ભરેલો એ અમિત ચહેરો, લાંબો, છતું વળી રહેલી, ચંદ્રરેખા જેવી ભમ્મરની આડે ઉતરતી—શિલ્પીના ટાંકણાથી કઠણ પત્થર પર કોરેલી હોય એવી કરચલીની રેખાઓ, ઝુંચાએલા વાળ વાળી સુંદર ભ્રૂકુટિની નીચેથી ધરાકમાં ઝાંકળથી આવરેલી તો ધરાકમાં નિર્મળ એવી—અલૌકિક તેજથી ચમકતી આંખોની ઊંડે જોતી આર્યદૃષ્ટિ વાળી—અકથ્ય વેધકદૃષ્ટિ મેં ઓળખી લીધી મેં જોયું કે કાંસાની મૂર્તિ કરતાં યે વધારે ચિર જીવ કૃતિ, પેલા મહાન શિલ્પી ઇતિહાસના ટાંકણા વડે દીર્ઘકાળ સુધી કોતરાએલી રહેશે'

❖

પિલસુદ્સ્કીનું રાજકારણ હમેશાં એક સૈનિકનું રાજકારણ રહ્યું છે. યુદ્ધભૂમિ પર લડતા સેનાનીએ ક્ષણમાત્રમાં નિર્ણય કરી લેવાનો હોય છે. એમાં આત્મવિશ્વાસ અને ધ્યેયની સ્પષ્ટતા જરૂરનાં છે. સમાજવાદી વિચારસરણી અને રાષ્ટ્રવાદના એકીકરણથી દેશમાં સ્વાધીનતાની ઝંખના પ્રકટે એવું હતું. એ માટે પ્રચારના ક્ષેત્રમાં ઝંપલાવી જેલનિવાસ અને દેશપારી એણે ભોગવ્યાં. એ વખતના એના એક સાથીએ લખ્યું છે:

'એનો વિનય અને એની તટસ્થતાથી બધા એને ચાહતા. અખૂટ શાંતિ એનામાં હતી. ખરાબ વર્તણૂકનો ગમે એવો પ્રસંગ ઊભો થયો હોય ત્યાં પણ એ ક્ષમા આપી શકતો. મૈત્રીની ઉત્કટ ભાવનાથી વિરોધીઓને પણ એ સાથે કામ કરવા પ્રેરતો. વર્ષો સુધી ગરીબીમાં મરજીવો થઈને એ રહ્યો છે.'

ગરીબીનાં એ વર્ષોમાં પ્રચાર માટે રકમ ભેગી કરવા જતાં એનાં ફાટેલાં કપડાં જોઈ કોઈ સહાયકે એને માટે જુદી રકમ આપી. પરંતુ એણે તો પોતાની ડાયરીમાં ભેગી થયેલી બીજી રકમ સાથે એ પૈસા જમા કરી દીધા! 'લોહી કરતાં યે પૈસાની બીક એને વધારે હતી' એમ કહેવાયું છે.

❖

રૂસો-જાપાની વિગ્રહે એને શીખવ્યું કે જગતનાં મોટાં રાજ્યોની આથડામણમાં પરાધીન રાષ્ટ્રોની મુક્તિ છે. એ તકનો લાભ લેવા માટે ઉપદ્રવ થાય એવી નાની શરૂઆતથી ભવિષ્યના પોલૅન્ડના સૈન્યનો પાયો રચાયો. એણે એ પણ જોયું કે યુરોપના રાજકારણમાં શસ્ત્રબંધીની શાંતિ લાંબો વખત ટકી શકે એમ નથી. એનું અનુમાન બાલ્કન વિગ્રહથી (૧૯૧૨-૧૩) સાચું ઠર્યું. એટલે એણે યુનિયન ઑફ રાયફલમેનની પ્રવૃત્તિને વેગ આપ્યો. યુદ્ધ વખતે લશ્કર ભેગું થઈ શકે એટલી ઝડપથી

સેનાનીઓ તૈયાર થઇ શકે નહિ. એ માટે પોતે જ યુદ્ધવિદ્યાનો અભ્યાસ કર્યો રૂસો–જાપાની વિગ્રહમાં દરેક તોપની ગોઠવણી અને લશ્કરી ટુકડીઓની વખતોવખતની હીલચાલનું એણે બારીકીથી નિરીક્ષણ કર્યું લશ્કરીશાળામા તાલીમ લીધેલી ન હોવા છતા વૉરસૉના વિગ્રહમા (૧૯૨૦) એણે યોજેલી ચાલબાજી અને વ્યૂહરચનાથી જ વિજય મળેલો એવુ જનરલ વેગાન્ડે પણ કબૂલ્યુ છે જગતના ઇતિહાસમા વિગ્રહસંચાલન અને રાજકારણી દૃષ્ટિએ અગત્યના યુદ્ધોમા એની ગણના થાય છે. બધા પ્રસંગોમા—ખાસ કરીને યુદ્ધમા તો માણસનો જ જય છે એમ એ કહેતો.

નવા આવેલા કેટલાક સૈનિકોમાં મશીનગન સામે ઊભા રહેવાની હિંમત નથી હોતી એક વખત કોઇ સૈનિકને ટ્રેન્ચમા સંદેશો લઇને એણે મોકલ્યો હતો રશિયનોએ એને જોતા જ ગોળીઓ છોડી. સંદેશો તો એણે પહોચાડયો, પણ અનુભવ કપરો હતો બીજે દિવસે પિલસુદ્સ્કી એ સૈનિકની સાથે સામેના ખુલ્લા મેદાનમા ગયો સુસવાટ કરતી ગોળીઓ એમના ઉપર છૂટતી હતી સૈનિકનો ગભરાટ વધતો ગયો એણે સિગારેટ કેસ ખોલીને એની પાસે દીવાસળી માગી. પવનમા એ હોલવાઇ જતા વધારે વખત રોકાવુ પડયુ પિલસુદ્સ્કીને જરા યે ઉતાવળ નહોતી ટ્રેન્ચમાના એના સૈનિકોએ પિલસુદ્સ્કીને ઓળખ્યો અને સામો જવાબ આપતી ગોળીઓના વરસાદથી દુશ્મનોને શાન્ત કર્યા. ગભરાટ અને ક્ષોભથી શિસ્તપાલન નબળું થાય છે, તેથી યુદ્ધમા કે છાવણીમા સૈનિકોની વચ્ચે જ એ રહેતો પરિસ્થિતિની વાસ્તવિક ગણત્રી એના જીવનના બધા પ્રસંગોમા જણાઇ આવે છે

'મઝદૂર'ના અંકો એનાં લખાણોથી ભરેલા છે. માગડેબર્ગમાં યુદ્ધનાં સ્મરણો લખ્યાં છે અને ૧૯૨૩-૨૬ નાં નિવૃત્તિનાં વર્ષોમાં છાપાંઓમાં લેખો અને પુસ્તકો લખીને એણે ગુજારો ચલાવ્યો છે. યુદ્ધના પહેલા અનુભવનાં એનાં સ્મરણોની શૈલીને આન્દ્રે મુર્વા (Andre Murois)એ ટૉલ્સ્ટૉયની શૈલી સાથે સરખાવી છે. એ વર્ણનો ટૉલ્સ્ટૉયનાં સેબાસ્ટોપોલનાં વર્ણનો જેવાં ચિત્રમય છે. નિરાડંબર શૈલીમાં, વૈદ્યક દૃષ્ટિએ એણે એ પ્રસંગો આલેખ્યા છે. યુદ્ધના પહેલા અનુભવનાં સ્મરણોની શરૂઆત જ કેવી મનોહારી છે!

> 'પહેલું યુદ્ધ, વિગ્રહનો પહેલો જ પરિચય! બીજાઓને કેવો અનુભવ છે એ તો હું જાણતો નથી, પરંતુ મારે માટે તો યૌવનના પ્રથમ પ્રેમની-મારાં પહેલાં ચુંબનોની કાવ્યમયતા એમાં હતી.'

૧૯૨૦ના યુદ્ધનાં વર્ણન (Rok 1920)માં ટ્રેન્ચનાં વર્ણનો કરતાં એ લખે છે:

> આવી વિચિત્ર આતશબાજી અને હવામાં ફેંકાતાં વિવિધરંગી સિગ્નલો જોતાં કરાળ અને નિર્જન પ્રદેશમાં અચાનક ઊભું થએલું કોઈ વસ્તીવાળું અને સમૃદ્ધ શહેર ઉત્સવ ઊજવતું હોય એવું લાગે છે.'

જીવનમાંથી લીધેલાં એનાં પાત્રોના વાર્તાલાપ સ્વાભાવિક હોય છે.



મહાવિગ્રહની શરૂઆતમા જ રશિયન પોલૅંડમાં લિજીઅનોને ઉતારીને એણે એના દેશવાસીઓનું ધ્યેય સ્પષ્ટ કર્યું; એટલું જ નહિ પણ ઑસ્ટ્રિયન લશ્કરને પાછા હઠવું પડયું ત્યારે મુખ્ય લશ્કરથી લિજીઅનોને છૂટી પાડી, પોલૅંડની સંસ્કારિતાની રાજ-

ધાની ક્રેકોવ તરફ એ ચાલી નીકળ્યો. યુદ્ધમાં ખપી જવું પડે તો પોલૅંડ માટે લડતાં; બીજાને માટે નહિ. યોગ્ય વખતે મધ્યસ્થ સરકાર (ઑસ્ટ્રિયા-જર્મની)ને સાથ આપવો છોડી દઇ પોલૅંડની સ્વાધીનતાના સ્વીકારની એણે એમને ફરજ પાડી.

કારોબારના અનુભવ વિનાના સ્વતંત્ર પોલૅંડમાં વર્ષો સુધી વિરોધ કરવાની ટેવથી પક્ષભેદના તીવ્ર વિરોધોના સમયમાં એણે રાજકારણમાંથી નિવૃત્તિ (૧૯૨૩) લીધી. અને દેશને જરૂર પડી ત્યારે રાહ જોયા વિના લશ્કરી બળે સુકાન હાથમાં લઇ (૧૯૨૬) દેશની સર્વદેશીય પ્રગતિ માટે મજબૂત હાથે કામ લઇ તીખા શબ્દોમાં પ્રજાને ભૂલો જોનાં એણે શીખવ્યું છે. એક ઇતિહાસ-લેખકે કહ્યું છે કે:

'પિલસુદસ્કીનો ફાળો મોટા વિસ્તારનો નથી પરંતુ ચિરંજીવ છે. એણે એક રાષ્ટ્રનું સર્જન કર્યું. મહાયુદ્ધમાં વિજયી થએલા લોકશાસનના આદર્શમાં એ શ્રદ્ધામાન હતો. ક્રૉમવેલની જેમ એને સત્તાનો શોખ હતો, પરંતુ લાંબા વખત માટે સરમુખત્યાર થવામાં એને સંતોષ નહોતો. લોકશાસનવાળા પોલૅંડની એણે કાળજીપૂર્વકની પરિચર્યા અને સુશ્રુષા કરી છે.'

એની અંગત જરૂરિયાતો ઘણી ઓછી હતી. શેતરંજ અને સિગારેટનો એ ભારે શોખીન હતો. પરિસ્થિતિમાં રસ્તો સૂઝતો ન હોય ત્યારે નેપોલિયનની જેમ કલાકો સુધી બારણાં વાસીને પેશન્સ (Patience)ની રમત ગોઠવતો. તોફાની મશ્કરીનો આનંદ એ લઇ શકતો. એક વખત પ્રધાનપદ લીધા પછી લોકો એની સરકારનો કાર્યક્રમ જાણવા ઉત્સુક હતા એવું એને કહેવામાં આવ્યું. રેડીઓ દ્વારા પિલસુદસ્કી એનો પ્રોગ્રામ જાહેર કરશે એવી ખબર આપવામાં આવી. નક્કી કરેલે વખતે એની પુત્રી

વાન્ડા અને યાડવીગાને બે તરફ ખોળામાં લઇ એની સરકારનો કાર્યક્રમ જણાવવાને બદલે યુદ્ધના અનુભવ અને લિઝ્યનના શૌર્યની વાતો પ્રજાજનોને સંભળાવી.

હવાફેર કરી ઇજીપ્તથી પાછા ફરતી વખતે બુખારેસ્ટમાં પોલીશ મિનિસ્ટરને ત્યાં એનો ઉતારો હતો. એ કુટુંબમાં અતિથિઓની વાસરી (Guest Book) હતી. ઘણી પ્રસિદ્ધ વ્યક્તિઓએ એમાં પોતાને હાથે થોડા અક્ષરો લખ્યા હતા. એમાં એણે પણ થોડા શબ્દો લખ્યા છે. ટૂંકાં વાક્યો અને આર્દ્ર ભાવનાવાળી એની લાક્ષણિક શૈલી અને એના જીવનની ફિલસૂફી એ શબ્દોમા જોઇએ છીએઃ

'આજે ભીની અને ઠંડી હવા છે. શિયાળો આવ્યો હોય એમ ફૂંક લેવાને મારાં આંગળાં દાબું છું. ઉનાળામાં સખત તાપની ફરિયાદ મેં કરેલી એવું યાદ આવે છે. માનવી ખરેખર એવો અબૂઝ છે કે ભાવિનો વિચાર એ કરી શકતો નથી અને ભૂતકાળને વિસરી જાય છે! માનવી સાંપ્રતને માટે જ છે શું?'

આગસ્ત કૉંતે કહ્યું છે કે, 'જીવતા માનવીઓ કરતાં યે અવસાન પામેલાં હમેશાં વધારે જીવન્ત રહેશે.' ઇતિહાસની એવી જીવન્ત વ્યક્તિઓમાં પિલસુદ્સ્કીને પણ સ્થાન છે.'એના જીવનમાં પરાઙ્મુખ થઇ વિચારવાના પ્રસંગો આવ્યા છે. એની છબીમાં હૃદયની વ્યથા છતાં બહારની શાંતિ એના મોં પર દેખાઇ આવે છે. એણે એના દેશનો નવો અવતાર જોયો છે. એના દેશે જીવતાં શીખવાનું છે અને એ તરફ એ ધ્યાન આપી રહ્યો છે.'

ઉપયોગમાં લીધેલાં

# પુસ્તકો તથા લેખોની સૂચિ

## ઇતિહાસની ભૂમિકા માટે


*Outlines of Polish History by Roman Dyboski. 2nd edt. 1931
*Poland by Roman Dyboski
Poland 1914 to 1931 by Robert Machray
*The Poland of Pilsudski by Robert Machray 1936.
*Modern Polish Literature by Roman Dyboski
*Polish Romantic Literature by Julian Krzyzanowski
Pan Tadeusz by Adam Mickiewicz, tr by G R Noyes. (Everyman Lib)
Anhelli by Julius Slowaki tr Radin
Text of the Constitution of Poland April 23rd 1935 Eng tr
Kosciuszko by Monica M Gardner
Poland by George Brandes.
Polish Corridor The Facts by Angur (V Polakoff) 1933 (Slavonic Review)
Polish Rising of 1930 by Adam Lewak Dec 1930
Polish Rising in the Dramas of Wyspianski by Monica M Gardner Dec. 1930.
Polish Self Help Under Prussian Rule by Onslow June 1931
The Polish Soviet Campaign of 1920 by Marjan Kukiel March 1929

Poland Since the Great War
by Janusz Radziwill. December 1933.
Problems of New Poland by Roman Dyboski.
December 1933.
Language and Polish Nationalism
by A.P. Koleman. July 1934.
Land Reform in Poland by Z. Ludkiewickz. Dec. 1929
New Polish Constitution by J H. Harley. July 1936.
Zeromski by Waclaw Borowy. Jan. 1936.

## પિલસુદ્સ્કીના જીવન વિષે

*Joseph Pilsudski. The memories of a Polish Revolutionary and a Soldier. tr. & edt. D R. Gillie. 1931.
Pilsudski. Hero of Poland by Rom Landau. 1930.
*Pilsudski. Builder of Poland.
by Grace Humphrey. 1936.
Men and the Hour edt. by Arthur Bryant. Includes small article: Pilsudski by E.J. Paterson. 1935.
*Pilsudski. Marshal of Poland by E.J. Paterson. 1935
Pilsudski by V. Poliakov: Slavonic Review. July 1935.
Pilsudski by George Macdonald: Dublin Review, 1935.
Pologne Litteraire: Special Memorial Number to Marshal Pilsudski, 15th Nov. 1935.

અગત્યનાં પુસ્તકોને ફૂદડીનું નિશાન કર્યું છે.